સમાજવાદ એટલે? આ પ્રશ્નનો જવાબ આપવાના હેતુથી આ પુસ્તક લખાયું છે. સમાજવાદ વિષે અસત્ય અને અર્ધસત્યથી ભરેલા કેટલાયે ખ્યાલો પ્રચલિત છે. સમાજવાદ જગતની આર્થિક પુનર્રચના માગતો એક સિદ્ધાન્ત છે એવો એક ખ્યાલ છે; સમાજવાદ સૌ કોઇને જડ સમાનતા અર્પણ કરવાનો તરંગી પ્રયાસ છે એવી બીજી માન્યતા છે; સમાજવાદ માત્ર રાજકારણ જોડે જ સંબંધ ધરાવતી એક વિચારપદ્ધતિ છે એવો ત્રીજો ખ્યાલ છે–અને આવા અનેક ખ્યાલો છે ને એ બધા ખોટા ખ્યાલો છે. માનવ–સમાજ અને જીવનનું સમગ્ર દર્શન કરતી એક જીવનદૃષ્ટિ વૈજ્ઞાનિક સમાજવાદ છે એવું આ પુસ્તકનું પ્રતિપાદન છે.

નવનીત-પ્રકાશન : ૧

# વૈજ્ઞાનિક સમાજવાદ

લેખક
શ્રી. ધનવંત ઓઝા

પ્રવેશક
શ્રી. રવિશંકર વિ. મહેતા

પ્રાપ્તિસ્થાન
ભારતી સાહિત્ય સંઘ
૧૩૮, મૅડોઝ સ્ટ્રીટ : કોટ, મુંબઈ
પો. ઓ. નં. ૭૩ : અમદાવાદ

પહેલી આવૃત્તિ · મે ૧૯૪૨



મૂલ્ય
બે રૂપિયા

· પ્રકાશક ·
ધનવંત પ્રી. ઓઝા
કાઠિયાવાડ પબ્લિશિંગ કં.
કિંગ સર્કલ - માટુંગા

· મુદ્રક ·
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટા રસ્તો · અમદાવાદ

## આ જ લેખકનાં બીજાં સર્જનો

### ગુજરાતી

૧. સમાનતાનો શાહ

૨. શ્રમજીવીઓનું સંપત્તિશાસ્ત્ર

૩. બે ક્રાંતિકાર (એ પુસ્તકમાં સ્ટેલિનનું જીવનચરિત્ર : નવયુગ પુસ્તક ભંડારદ્વારા પ્રકાશિત.)

૪. સમાજવાદ શા માટે ? (જયપ્રકાશ નારાયણકૃત 'Why Socialism' નો અનુવાદ : : નવી દુનિયા કાર્યાલય દ્વારા પ્રકાશિત : શ્રી. બચુભાઈ ધ્રુવના સહકારમાં)

૫. સુભાષચંદ્ર : ("નવી દુનિયા" અને "નવસૌરાષ્ટ્ર" દ્વારા પ્રકાશિત : શ્રી. ભોગીલાલ ગાંધી અને શ્રી. કકલભાઇ કોઠારીના સહકારમાં)

૬. ગુલામીની શૃંખલા : : (ભારતીય શાસનતંત્રની તવારીખ અને પૃથક્કરણ : : ભારતી સાહિત્ય સંઘ દ્વારા પ્રકાશિત)

૭. મારા વિના નહિ ચાલે : ('વેશ્યા'ના પ્રશ્નની નૂતન દૃષ્ટિએ સમાલોચના કરતી નાની નવલકથા : નવયુગ પુસ્તક ભંડાર દ્વારા પ્રકાશિત)

૮. શરીરરચનાનું રહસ્ય : (ભારતી સાહિત્ય સંઘ દ્વારા પ્રકાશિત)

### અંગ્રેજી

1. Gandhi and Labour

2. Whither Jawahar ?

# નિવેદન

**સ**માજવાદની સમગ્ર દૃષ્ટિએ વૈજ્ઞાનિક રજૂઆત કરતું આપણી ભાષાનું આ પહેલું જ પ્રકાશન છે.

આ પુસ્તક લખવાનું સૂચન કરનાર અને પછી વારંવાર એને અંગે આગ્રહ કરનાર મારા કારાગૃહવાસી મિત્ર બિરાદર ભોગીલાલ ગાંધીનું અહીં સ્મરણ કરું છું અને આ પુસ્તકની યોજના અંગે મહત્ત્વનાં સૂચનો આપનાર બીજા મિત્રોનો પણ–નામનિર્દેશ વિના–અહીં ઉપકાર માની લઉં છું.

આ પુસ્તકના સ્વચ્છ અને આકર્ષક સ્વરૂપ માટેના સંપૂર્ણ યશનો અધિકાર ભારતી સાહિત્ય સંઘનો છે. મને તો મારી સાહિત્યપ્રવૃત્તિમાં એ સંઘના મુખ્ય સંચાલક શ્રી. મોહનભાઈએ સદાયે સહકાર અને સહાય્ય આપ્યાં છે.

શ્રી રવિભાઈએ આ પુસ્તકનો પ્રવેશક લખી મને ઉપકૃત બનાવ્યો છે.

'મે દિન' ૧૯૪૨
આહુંઆ

ધનવંત ઓઝા

# પ્રવેશક

શ્રી. ધનવંત ઓઝાના આ પુસ્તકની ગુજરાતની વાચક-જનતા સમક્ષ સિફારસ કરતાં મને આનંદ થાય છે. ગુજરાતની આ પેઢીએ થોડાક અભ્યાસશીલ જુવાનો પેદા કર્યા છે તેમાંના શ્રી. ઓઝા એક છે. પુસ્તક વાંચી જતાં વૈજ્ઞાનિક સમાજવાદની વિચારસરણીનો પરિચય ધરાવતા કોઈ પણ માણસને ખાતરી થશે કે શ્રી. ઓઝાએ આ વિચારસરણીનો ઠીકઠીક અભ્યાસ કર્યા પછી જ તે વાચક-જનતા સમક્ષ રજૂ કરવાનું કામ હાથ ધર્યું છે. આમાંથી માકર્સવાદની સળંગ વિચારસરણીનો પ્રાથમિક પરિચય બરાબર મળી રહે તેમ છે. એટલે એટલા પૂરતું આ પુસ્તક વાચકોના આદરનું અધિકારી છે.

વૈજ્ઞાનિક સમાજવાદની વિચારસરણી આપણે ત્યાં હજુ નવીન છે, આ વિચારસરણીમાં કેટલાક તદ્દન નવા અને મૌલિક વિચારો છે, એટલે એ વિચારોને વ્યક્ત કરવા જે મૂળ ભાષાઓમાં એ રજૂ થઈ છે તેમાં પણ કેટલાક નવા જ શબ્દપ્રયોગો યોજાયા છે. એ શબ્દોની પરિભાષા હજુ આપણે ત્યાં ખીલી નથી એટલે આ વિષયના ઘણાય શબ્દો હજુ આપણે ત્યાં પ્રયોગાત્મક રીતે જ યોજાય છે; તેથી એટલે અંશે તેમના શબ્દાર્થ અને લક્ષિતાર્થ સમજવામાં જરા તકલીફ પડે છે.

પણ એ એવડી તકલીફ જરૂર ઉઠાવવા જેવી છે કારણ કે એ થોડીક માથાકૂટનું ફળ મહેનતના પ્રમાણમાં ઘણું જ મોટું છે. પાકી કેરી હાથમાં આવવાની હોય તો તેના તરફ પાંચ-સાત પથ્થર ફેંકવાનો શ્રમ ઉઠાવવા કોણ તૈયાર ન થાય? આ પુસ્તકમાં રજૂ થયેલી વિચારસરણી સમજવા સંબંધે પણ શ્રમ અને ફળનું પ્રમાણ એ જ પ્રકારનું છે.

આ વાત હું પાકી ખાતરીથી કરી શકું છું કેમકે હું પોતે એ

ક્રિયામાંથી પસાર થયેલો છું. વૈજ્ઞાનિક સમાજવાદની ફિલસૂફી અથવા વિચારપદ્ધતિનો પરિચય સાધતાં પહેલાં આપણી વિવિધ પ્રાચીન અને અર્વાચીન વિચારપદ્ધતિઓનો વધતો–ઓછો પરિચય મેં મેળવેલો. જેને ઉત્તમ બ્રાહ્મણ કહી શકાય એવા સંસ્કારો વચ્ચે હું ઊછરેલો એટલે આપણી પુરાણી તત્ત્વ અને વિચારપદ્ધતિઓ પ્રત્યે મને ઊંડાં આદર અને મમતા હતાં, છતાં એ બધાં વિષે કાંઈક અસ્પષ્ટ અસંતોષ મારા મનમાં ઘોળાયા કરતો હતો–એ બધાંમાં 'કાંઈક' અધૂરાપણું દેખાતું હતું.

માર્ક્સવાદનું જે પ્રથમ પુસ્તક મારા હાથમાં આવ્યું તેના પહેલા જ પાનાએ મારા એ અસ્પષ્ટ અસંતોષને સ્પષ્ટ કર્યો. એને વાચા આવી. એ પહેલા પાના પરનું એક જ વાક્ય આ હતું: Philosophers have explained the world; our business is to transform it. બસ, મારી મૂંઝવણ એ હતી. માર્ક્સવાદનાં પુસ્તકો વાચતાં પહેલાં એ વિષયના અભ્યાસી મિત્રો પાસેથી સમાજવાદની વાતો સાંભળતો ત્યારે મને થતું કે આમાં નવીન શું છે? આપણા વેદકાળના સાહિત્યમાં પણ આ કલ્પના તો મોજૂદ પડી છે. "सर्वेऽत्र सुखिनः सन्तु..." નાનપણમાં શીખેલો એ શ્લોક તરત જ મને યાદ આવતો. પ્રાણીજીવનની જરૂરિયાતોથી કોઈ માનવી વંચિત ન રહે અને માનવી તરીકેના સંસ્કારજીવનની બધી સગવડો સહુને મળે એવી સમાજરચનાની ભાવના તો ઈતિહાસ જેટલી જૂની છે. જગતના સંતો અને પયગમ્બરો એ ભાવના સદાય ભાવતા આવ્યા છે અને તેને ચરિતાર્થ કરવાને મથતા રહ્યા છે. પણ સંતો અને પયગમ્બરોનાં એ બધાં બલિદાનો વાંઝિયાં જ રહ્યાં છે–હજારો વર્ષના ઈતિહાસની છાતી પર ભૂખ, કંગાલિયત અને બિનસલામતીની બીભત્સ વણજાર સદાય ચાલતી જ રહી છે.

શા માટે? એ આદર્શો આ બધોય વખત વાંઝિયા શા માટે

રહ્યાં છે? માનવજાતના ઉત્તમમાં ઉત્તમ તનુજોનાં ઉપદેશ, મથામણ અને બલિદાન વ્યર્થ કાં ગયાં છે? આ પ્રશ્નોનો સર્વથા સંતોષકારક ખુલાસો આ વૈજ્ઞાનિક સમાજવાદની વિચારસરણીમાંથી જ મળી શકે છે–બીજા શેમાયથી નહિ.

અને માત્ર એ ખુલાસો જ બસ નથી. જગતના સંતો અને પયગમ્બરોનાં એ સોણાં સિદ્ધ થવાની શક્યતા પહેલાં શા માટે નહોતી અને આજે શા માટે છે અને કઈ રીતે એ સિદ્ધ કરી શકાય એનો કડીબંધ ઉત્તર પણ આ વિચારધારામાંથી જ મળી શકે છે. બીજી કોઈ પણ વિચારપદ્ધતિ કરતાં વૈજ્ઞાનિક સમાજવાદની આ વિચારસરણી વધારે આદરણીય છે તેનું આ સહુથી પ્રથમ અને સહુથી મહત્ત્વનું કારણ છે. સમગ્ર માનવતાનું ખરેખરું કલ્યાણ જેને હૈયે છે; જગતમાંથી ભૂખ, કંગાલિયત અને યુદ્ધોની વરવી ભૂતાવળને દેશવટો આપવાની ઉદાત્ત અને પરમાર્થિક ભાવના જે કોઈ સેવે છે તે આ વિચારસરણીની અવગણના ન જ કરી શકે.

મને મળેલા માકર્સવાદના એ પ્રથમ પુસ્તકમાં સમાયેલા એક બીજા સૂત્રે પણ મારી બુદ્ધિ પર ભારે ચોટ લગાવેલી. એ સૂત્ર એમ કહેતું હતું કે આપણું અસ્તિત્વ આપણી અસ્મિતાને આભારી નથી, આપણી અસ્મિતા આપણા અસ્તિત્વને આભારી છે. It is not our Consciousness that determines our Being, it is our Being that determines our Consciousness. તત્ત્વજ્ઞો કહે છે, 'માણસ બુદ્ધિમાન પ્રાણી છે' એ વાત ખરી છે પણ પ્રથમ પ્રાણી જ ન હોય તો બુદ્ધિનું ઠેકાણું ક્યાં રહ્યું? શરીર વિનાના મગજ–વિચારશક્તિ–ની કલ્પના પણ આવી શકે છે? આ દાખલાને વ્યાપક અર્થમાં ઘટાવીએ એટલે આપણી આસપાસની નિર્જીવ અને સજીવ સૃષ્ટિ, જેને નિર્જીવ પદાર્થો કહીએ છીએ તે અને તેનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયના નિયમો અને માનવસમાજ

અને માનવવ્યવહારના નિયમો-એ બધાંની જ પ્રથમ નોંધ લેવાનું પ્રાપ્ત થાય છે. એની નોંધ ન લેનારો આચાર વ્યર્થ અને ઘાતક નીવડે છે, એની નોંધ ન લેનારો વિચાર તરંગી અને વાંઝિયો જ રહે છે.

અધ્યાત્મવાદની બધીયે વિચારસરણીઓ ભૌતિક અસ્તિત્વને પગલે ચાલવાને બદલે કોઈક કલ્પી લીધેલા સૂત્રમાંથી નીચે સરે છે અને તેથી જ પોતાના આદર્શોને ચરિતાર્થ કરવાના ઉપાયો સૂચવવામાં નાદાર નીવડે છે-ઈશ્વરની ઇચ્છા કે લીલા જેવા નપુંસક ઓઠાંનો આશ્રય લઈને બેસી જાય છે.

આવી તત્ત્વપદ્ધતિઓથી વિરુદ્ધ ભૌતિક વિજ્ઞાનો જુઓ. તેમનો રોકડો હિસાબ છે. તે કહે છેઃ પાણી અમુક બે વાયુઓનું બનેલું છે. તેના એ દાવાની ખાતરી કરી આપવા પાણીને બે વાયુઓમા અથવા બે વાયુઓને યોગ્ય પ્રમાણમાં ભેગા કરી પાણીમાં તેઓ ફેરવી બતાવે છે.

આપણું સામાજિક તત્ત્વજ્ઞાન પણ આવું શા માટે ન હોવું જોઈએ? માર્ક્સવાદની વિચારસરણી આવી પ્રયોગોથી સિદ્ધ કરી શકાય એવી શક્તિ ધરાવવાનો દાવો કરે છે અને એટલા માટે જ એ બીજા કોઈ પણ ભૌતિક વિજ્ઞાન જેવું જ સામાજિક વિજ્ઞાન છે. આ વિચારણાને 'વૈજ્ઞાનિક સમાજવાદ' નામ આપવામાં આવે છે તેનું આ જ કારણ છે.

જેમ કોઈ પણ ભૌતિક વિજ્ઞાનનો સંપૂર્ણ હોવાનો દાવો નથી તેમ આ સામાજિક વિજ્ઞાનનો પણ સંપૂર્ણ હોવાનો જરાય દાવો નથી. પદાર્થોનાં સ્વરૂપ અને વર્તન વિષે નવી નવી શોધો અને હકીકતો પ્રકાશમાં આવતી જાય છે અને નવા સમાજના પ્રકાશમાં જૂની માન્યતા છોડી દેવામાં આવે છે તેવું જ આ સામાજિક વિજ્ઞાનનું પણ છે. માનવસમાજની ગતિના નિયમો જેમ જેમ વધારે સારી

રીતે સમજાતા જશે તેમ તેમ આ વિચારધારામાં પણ સુધારાવધારા થતા રહેશે. પણ આજનું ભૌતિક વિજ્ઞાન સંપૂર્ણ નથી એટલા માટે જ તેનો ત્યાગ કરીને ચાંદા, સૂરજ અને ઝાડવાંની પૂજાના આદિકાળના પંથે પાછા વળવાની વાત જેમ કોઈ કરતું નથી તેમ આ વિચારસરણીએ સૂચવેલા ઉપાયથી ચોક્કસ ધાર્યું પરિણામ ન આવે એટલા ખાતર જ તેને સાવ ખોટી ગણી લેવાનો અને છોડી દેવાનો વિચાર બાલિશ ગણાય.

કુદરત અને સમાજના ભીતરમાં કામ કરી રહેલાં બળો સંબંધે આજ સુધી જે સાવ અંધકાર હતો તેમાં એકાદ પ્રકાશકિરણ ફેંકવાનો વિચારસરણી–દીવડો આપણને લાધી ગયો છે. વધુ પ્રકાશ જો પામવો જ હશે તો એ દીવાને અવજ્ઞાથી ઠારી નહિ નાખતાં તેની શક્તિ જ વધારવાની રહેશે. એ દીવો જો હાથમાં હશે તો પ્રમાણમાં ઓછી ઠોકરો ખાવાની રહેશે, કોઈક સીધા માર્ગે સંચરી શકાશે; એની અવજ્ઞા કરીએ તો તો આજ સુધી કરતા આવ્યા છીએ તેમ ઠોકરો ખાતાં ખાતાં અંધકારમાં ઘાણીના બેલની માફક ગોળગોળ ઘૂમ્યા જ કરવું પડશે.

માર્ક્સવાદની વિચારસરણીના પરિચયમાં આવ્યાને મને ઘણાંય વર્ષો થઈ ગયાં; એના ઝળહળાટથી અંજાઈ જવાની સ્થિતિમાં હું આજે નથી; નવા વટલાયેલાનો વધુપડતો ઉત્સાહ પણ મારામાં નથી. મારી એવી નિશ્ચિત અને ઠરેલી સમજ છે કે જગત અને માનવવ્યવહારને સમજવા અને સુધારવામાં ખપ લાગે એવી ,આજે આપણી સમક્ષ પડેલી વિચારપદ્ધતિઓમાં, બીજા કોઈના કરતાં, આ વધારે સારી પદ્ધતિ છે. આ મારી અભ્યાસપ્રેરિત અને પ્રામાણિક માન્યતા છે. "યથા દેહે તથા દેવે" એ ન્યાયે મારા પોતા માટે અને સમાજ માટે જે વિચારસરણી મને સર્વથા ઉપકારક જણાઈ છે તેની આ રીતે આજે સિફારસ કરીને કૃતકૃત્યતા અનુભવું છું.

રવિશંકર વિ. મહેતા

# અનુક્રમણિકા





# ૧

# પ્રાસ્તાવિક

વૈજ્ઞાનિક સમાજવાદની સૌથી પહેલી સ્પષ્ટ રજૂઆત ૧૮૪૮ માં માકર્સ અને એંગલ્સે કમ્યુનિસ્ટ જાહેરનામા દ્વારા કરી. પણ જે વિચારો આ બે મહાન વિચારક ક્રાંતિકારોએ રજૂ કર્યા અને વિકસાવ્યા એ એક દિવસમાં અકસ્માત ઉત્પન્ન થયેલા વિચારો ન હતા. પયગંબરોને જેમ 'અંતરનો અવાજ' સંભળાય કે ઈશ્વરનો પયગામ મળે એમ માકર્સ કે એંગલ્સને આ વિચારો મળ્યા ન હતા. માનવ – ઇતિહાસનો જે વારસો એમને મળ્યો એનો સ્પષ્ટ અર્થ એમણે કર્યો એ જ એમની વિશિષ્ટતા અને મહત્તા હતી. સમાજવાદનું સર્જન માકર્સે કે એંગલ્સે કર્યું એમ જેમ આપણે નથી કહી શકતા તેમ આપણે એમ તો કહી જ શકીએ છીએ કે સમાજવાદને તરંગમાંથી વિજ્ઞાનનું સ્વરૂપ એમણે આપ્યું છે. સમાજવાદ તરંગમાંથી વિજ્ઞાન બન્યો એ પણ એક લાંબી પ્રક્રિયાને પરિણામે બન્યો છે. આરંભકાળના સમાનતા – વિષયક ખ્યાલો માત્ર સ્વપ્ન–શા તરંગો જ હતા. ત્યારપછી ક્રમે ક્રમે એ ખ્યાલોને યોજનાપૂર્વક રીતે રજૂ કરવામાં આવતા હતા. ખ્રિસ્તી સંતોના

સ્વપ્ન-વિહારી તરંગો અને એલિઝાબેથના એક વજીર સર થોમસ મોરની "યુટોપિયા"ની તરંગ-રચના વચ્ચે તો વિશાળ અંતર છે, અને જેમ જેમ આપણે ઇતિહાસમાં આગળ વધતા જઈએ છીએ તેમ તેમ આપણે આ તરંગ-રચનામાં વૈજ્ઞાનિકતાનાં વધારે ને વધારે તત્ત્વો જોઈએ છીએ. પણ વૈજ્ઞાનિકતાનાં જે તત્ત્વો આ રીતે સમાજવાદમાં-માર્ક્સ અને એંગલ્સ પહેલાં-દાખલ થયાં હતાં એમાં એના મુખ્ય તત્ત્વનો સમાવેશ થતો ન હતો. સમાજવાદી વિચારસરણી તરંગમાંથી વિજ્ઞાન કેવી રીતે, કયા સંજોગોમાં અને કયા કારણે બની એ આપણને એ વિચારસરણીના વિકાસની તવારીખ બતાવી શકશે.

શતકો અને સહસ્રકોથી રાજકીય સત્તા ધરાવતા વર્ગે જનતાને કચડી છે. એ બધા કાળ દરમિયાન સંપત્તિને ઉત્પન્ન કરનાર વર્ગ સદાયે ગરીબી અને જુલમ નીચે કચડાતો રહ્યો છે. જે નાનો વર્ગ રહ્યો છે એણે પોતાનાં હિતની રક્ષાને કાજે જો યુદ્ધ જાહેર કર્યાં છે તો વિશાળ એવા શ્રમજીવી વર્ગને એ યુદ્ધો લડવાં પડ્યાં છે. એ નાના વર્ગે જ કાયદાઓ રચ્યા છે અને કામ અંગેના નિયમો ઘડ્યા છે. એ નાના વર્ગે જ મોટા સમુદાયની માન્યતાઓ અને ધર્મ, એમના વિચાર અને વ્યવહારનું, સદાયે ઘડતર કર્યું છે. મોટા વર્ગે પોતાનો રોષ ક્રાંતિઓ દ્વારા અને બળવાઓ દ્વારા કોઈ કોઈ વખત પ્રગટ કર્યો છે પણ મોટા ભાગના સમયમાં તો એમણે સહન જ કર્યું છે.

પણ આ મહાન એવા માનવ-સમુદાયનાં દુઃખ ન જોઈ શકનારા પયગંબરો અને સુધારકો પણ કાળે કાળે થયા વિના નથી રહ્યા. અને જેમનાં હૃદય આ અન્યાય અને સિતમ જોઈને દ્રવ્યાં છે એમણે એ અન્યાય ટાળવાના વિચારો પણ કર્યા છે. સમાજમાં જો સમાનતાની રચના થાય, જો ઉચ્ચ ને નીચ, રાજા અને પ્રજા, ગરીબ અને તવંગરના ભેદ ભુસાઈ જાય, તો જગતમાંથી દુઃખ ને દારિદ્રય, અન્યાય અને શોષણનો અંત આવે એવી માન્યતા પણ એમણે

રજૂ કરી છે. આપણાં ઘણાંખરાં ધર્મશાસ્ત્રોમાં અને નીતિશાસ્ત્રોમાં માનવ – માનવ વચ્ચેના ભેદ ટાળવાની યોજનાઓ વિચારાઈ છે. પણ જ્યારે એક બાજુથી એ ભેદ ટાળવાની વાત થાય છે ત્યારે બીજી બાજુથી સ્થાપિત હિતોના રક્ષણની પણ વાતો થાય છે. “ઊંટને માટે સોયના વીંધમાંથી પસાર થવું જેટલું કઠિન છે તેથી પણ વધારે કઠિન શ્રીમંતને માટે સ્વર્ગના દ્વારમાંથી પસાર થવાનું છે.” એમ બાઈબલ કહે છે ત્યારે તો અવશ્ય શ્રીમંતાઈ એ એક પાપ છે, ચોરી છે, એમ સૂચવે છે. પણ એ શ્રીમંતની મિલકતની પવિત્રતાની વાત એ જ બાઈબલ કરે છે અને એ રીતે એ ચોરી – એ પાપ–ઉપર પોતાની સંમતિસૂચક છાપ મારે છે. શ્રીમંતનો હૃદયપલટો થઈ જાય અને એ પોતાની મિલકતનો ઉપયોગ જનતાનું દારિદ્રય ફેડવા માટે કરે તો જ એ શ્રેય સાધી શકે એમ બાઈબલ કહે છે. ઈસુ-ખ્રિસ્ત અને ઑાગસ્ટાઈન, સાવાનોરોલા અને બીજા અનેક સંતોએ આવા ધાર્મિક અને નૈતિક તરંગો રચ્યા છે.

આ પ્રકારની ધાર્મિક–નૈતિક તરંગરચનાથી જુદી પડતી એવી પ્લૅટોની રચના હતી. એ ઍથેન્સવાસી ફિલસૂફને સમાજમાં અન્યાય દેખાતો હતો અને એ અન્યાય ટાળવા માટેની યોજના એણે એક પુસ્તક દ્વારા રજૂ કરી હતી. “રિપબ્લિક” નામનું એ પુસ્તક જગતનાં શ્રેષ્ઠ પુસ્તકોમાંનું એક છે. આખાયે સામાજિક–રાજકીય તંત્રનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એ પ્લૅટોએ આ પુસ્તકમાં બતાવ્યું. ફિલસૂફોના હાથમાં જો રાજ્યસત્તા આવે અથવા રાજાઓ જો ફિલસૂફ બની જાય તો જ સમાજમાં થતા અન્યાયો ટળી જાય એમ પ્લૅટો કહેતો હતો. પણ એની ન્યાય-અન્યાયની કલ્પના એના સમયની સામાજિક રચનાથી મર્યાદિત બની ગઈ હતી. એ સમાનતા બોધતો હતો પણ એ સમાનતા “નાગરિકો” માટેની હતી. ગુલામોના અસ્તિત્વનો એણે એની આ યોજનામાં સ્વીકાર કર્યો છે અને એ અસ્તિત્વને ન્યાયી ગણાવ્યું છે.

પ્લેટોથી સર થૉમસ મોર સુધીમાં આવા તરંગી સમાનતાના ખ્યાલ અનેક રજૂ થયા છે. ઈસુખ્રિસ્ત પહેલાં ત્રણ વર્ષે જેનો જન્મ થયેલો એવો સેનેકા નામનો પ્રખ્યાત રોમન વિચારક જ્યારે નૈસર્ગિક સમાજની વાત કરે છે – એટલે જ્યારે એ માનવીના પ્રાથમિક સ્વરૂપના સમાનતાના ધોરણે રચાયેલા સમાજની વાત કરે છે–ત્યારે એ માનવ – માનવ વચ્ચેની સમાનતામાં જ બધું સુખ રહ્યું છે એમ કહે છે. એ ફરીને એવી પ્રાથમિક સામાજિક રચના લાવવાની કોશિશ કરે છે.

ઇંગ્લંડમાં ઐતિહાસિક કાળમાં સમાનતાની હિમાયત કરતું પહેલું મહાન આંદોલન ઈ. સ. ૧૩૮૧માં થયું. એ વર્ષમાં ઈંગ્લંડના કિસાનોએ બંડ કર્યું અને જમીનને સામાન્ય માલિકીની બનાવવાનો આગ્રહ કર્યો.

ત્યારપછી આવ્યા વિકલિફ અને બૉલ. એમણે પણ સમાનતાની જ વાતો કરી. – “ ભલા લોક, ઇંગ્લંડમાં ત્યાં સુધી શાંતિ નહિ આવી શકે જ્યાં સુધી બધી મિલકત સામાજિક માલિકીની ન બની જાય, જ્યાં સુધી ગુલામ ને માલિકના ભેદ નહિ ભુસાઈ જાય, જ્યાં સુધી આપણે સૌ સમાન નહિ બની જઈએ. ” – આવી મતલબનાં વ્યાખ્યાનો બૉલ કરતો હતો.

ત્યારપછી આવે છે તરંગરચનાનો સૌથી વિખ્યાત વિચારક સર થૉમસ મોર. મોર એના પુરોગામીઓથી એક પગલું આગળ જાય છે. અન્યાયનું કારણ જો અસમાનતા છે એમ એ માને છે તો સાથે સાથે એ અસમાનતા ખાનગી મિલકતની પ્રથાને પરિણામે છે એમ પણ એ જુએ છે, અને એ ખાનગી મિલકતની સંસ્થાનો સ્પષ્ટ રીતે વિરોધ કરે છે. મોરના કાળમાં ઈંગ્લંડમાં જૂની સરંજામી–રજવાડી પદ્ધતિ નાશ પામતી હતી અને નવી મૂડીદારી પદ્ધતિ જન્મતી હતી. એ એક ઇતિહાસનો ભવ્ય અકસ્માત છે કે મૂડીવાદના

જન્મ-કાળે એ મૂડીવાદ પછીની સામાજિક રચનાની કલ્પના આવી.

પંદરમા શતક સુધી ઇંગ્લંડમાં જમીન ખેડીને એમાંથી પ્રજા ગુજરાન મેળવતી. એ જમીનની માલિકી જ્યાં જ્યાં જમીનદાર અને ઉમરાવની બની હતી ત્યાં ત્યાં તેનો વિરોધ થતો, પણ એ વિરોધ પીછેહઠનું જ સ્વરૂપ લેતો. સમાનતાની વાત થતી ત્યાં પણ સ્વતંત્ર અને પોતાની જમીન ખેડતા સમાન ખેડૂતની કલ્પના થતી. પંદરમી સદીથી ઇંગ્લંડના ઊનનો વેપાર વિદેશમાં થવા લાગ્યો. દરિયાઈ મુસાફરીની સગવડો વધી અને દરિયાઈ માર્ગોની શોધ થઈ. પરિણામે આ ઊનનો ધંધો જમીનદારો ને પાદરીઓને લાભદાયી લાગ્યો. એમણે તો વધારે ને વધારે ઘેટાં ઉછેરવાનો આરંભ કર્યો. એ કાળ સુધી જમીનનું ખેડાણ જીવનની જરૂરિયાતોના ઉત્પાદન માટે થતું હતું એને બદલે હવે ઉત્પાદન નફા માટે થવા લાગ્યું. મોર આ પરિસ્થિતિ નિહાળતો હતો. એ પરિસ્થિતિમાંથી નીકળવાનો એણે જે માર્ગ સૂચવ્યો એ તદ્દન સાચો અને વૈજ્ઞાનિક હતો. ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીનો અંત આવે તો જ સામાજિક રચનાનાં અનિષ્ટો ટળે એમ એણે કહ્યું. પણ એણે જ્યારે પોતાની તરંગી કલ્પના રચી ત્યારે તો હજી મૂડીવાદનો ઊગમ થતો હતો. એ પછી તો ચાર-ચાર શતક સુધી મૂડીવાદ વિકસવાનો હતો-વિકસીને એ ઉત્પાદક બળોને વધારવાનો હતો અને એ રીતે સમાજવાદી સમાજરચના માટેની પૂર્વભૂમિકા તૈયાર કરવાનો હતો.

એ ચાર શતક દરમિયાન કોઈ પણ કાળે મૂડીવાદ પછીની સમાજરચના વિષેની કલ્પના ભુલાઈ નથી ગઈ, એટલું જ નહિ, એ કલ્પનાનું સ્વરૂપ વધારે ને વધારે સ્પષ્ટ થતું ગયું છે. મૂડીવાદના વિકાસને પરિણામે જ્યારે જ્યારે શ્રમજીવી વર્ગને મોટી મુશ્કેલીઓ સહન કરવી પડી છે, જ્યારે જ્યારે એમના ઉપરનો બોજો વધ્યો છે, ત્યારે ત્યારે એમનાં આંદોલનો ઊભાં થયાં છે અને સમાજવાદી વિચારનો પ્રચાર વિસ્તાર પામ્યો છે.

ઉત્પાદનનાં સાધનનો ઉપયોગ જો નફો મેળવવા માટે કરવો હોય તો સાથે સાથે જ એ જીવનની જરૂરિયાતોના ઉત્પાદનના માટે ન થઈ શકે. ઇંગ્લંડની જમીનનો ઉપયોગ જો નફો મેળવવા માટે ઊન ઉત્પન્ન કરવા કરવો હોય તો સાથે સાથે એનો ઉપયોગ ખેતી માટે ન થાય. કાપડ, ઓજારો, મોજશોખનાં સાધનો એ બધું જો નફા માટે ઉત્પન્ન કરવું હોય તો ઉપયોગ માટે તેનું ઉત્પાદન થતું હોય એવી પ્રથાનો અંત લાવવો જ જોઈએ. આ રીતે જ્યારે નફો મેળવવા માગનાર વર્ગે જૂની પ્રથાનો અંત લાવવાનો આરંભ કર્યો ત્યારે તેની સામે વિરોધ થયા વિના ન રહ્યો. પણ આરંભમાં એ વિરોધનું સ્વરૂપ આંધળું હતું. પોતાને થતા અન્યાય સામે કામગાર વર્ગ અને ખેડૂત વર્ગ સ્વયંભૂ વિરોધ કરતો, આંદોલન કરતો, ક્યાંક ક્યાંક બંડ ને બળવા કરતો. સત્તરમા શતકમાં ઇંગ્લંડમાં ચાલેલી "લેવેલર્સ"ની ચળવળ મહદ્ અંશે આવી આંધળી ચળવળ હતી, પણ જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ ભાવિ સમાજના તરંગો રચનાર વિચારકોને લાગવા માંડ્યું કે શોષિત–વર્ગનો અસંતોષ એ જ ભાવિ સમાજ રચવા માટેનું બળ છે. એ બળ જો પોતાના તરંગો જોડે જોડવામાં આવે તો જ એ વાસ્તવિકતાનું સ્વરૂપ ધારણ કરી શકે. પરિણામે સામાજિક સમાનતાના તરંગો અને સમાજમાંની અથડામણો વચ્ચે જોડાણ થયું અને જગતના પહેલા વૈજ્ઞાનિક સમાજશાસ્ત્રીઓ ઉત્પન્ન થયા.

પણ આ પ્રક્રિયા કંઈ થોડા જ કાળમાં પૂરી નથી થઈ. સર થૉમસ મોરે પોતાનો તરંગી ખ્યાલ રચ્યો ત્યારપછી તો ચાર–ચાર શતકો વીતી ગયાં ત્યારે સામાજિક પુનર્ઘટનાનો ખ્યાલ અને સામાજિક વર્ગીય અથડામણ વચ્ચે પહેલી વાર સંપૂર્ણ જોડાણ થયું અને ૧૯૧૭ ના ઑક્ટોબરમાં જગતના છઠ્ઠા ભાગના મૂડીદારોની મિલકત જપ્ત કરવામાં આવી અને સમાજવાદી સામાજિક રચના માટેનો માર્ગ મોકળો થયો.

પણ તરંગી એવા મોરમાં વૈજ્ઞાનિકતાનાં તત્ત્વો હતાં એની ના ન પાડી શકાય. ખાનગી માલિકીના વિનાશની એની હિમાયત એ સ્પષ્ટ એવો વૈજ્ઞાનિક ખ્યાલ હતો. ઔદ્યોગિક ક્રાંતિને પરિણામે ઉત્પાદનનાં સાધનોનો જે પ્રચંડ વિકાસ થયો છે તે મોરના કાળમાં થયો ન હતો એટલે એણે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીનો જેમાં નાશ કરવામાં આવે પણ ઉપયોગની વસ્તુઓની ખાનગી માલિકી જેમાં રહે એવા સમાજની કલ્પના ન કરી. "સૌ કોઈ પોતાની શક્તિ અનુસાર કામ કરે અને સૌ કોઈને પોતાની જરૂરિયાતો મળે" એવા કમ્યુનિસ્ટ આદર્શની એણે હિમાયત કરી, પણ એ આદર્શની સ્થાપના થાય તે પહેલાં "સૌ કોઈ પોતાની શક્તિ અનુસાર કામ કરે અને સૌ કોઈને પોતાના શ્રમ અનુસાર મળે" એવા આદર્શના ધોરણે રચાયેલા સમાજવાદી સમાજનો ખ્યાલ એને ન આવ્યો. પણ ઔદ્યોગિક ક્રાંતિ પહેલાં ઉત્પાદનનાં સાધનોનો વિકાસ જ એવો ન હતો થયો, જેમાં આ ખ્યાલ આવી શકે. પણ તેમ છતાંયે મોરની "યુટોપિયા"માં એવા કેટલાક ખ્યાલો છે, જેને આપણે આજે સોવિયેટ સંઘમાં મૂર્ત થયેલા જોઈએ છીએ. "યુટોપિયા"ના લોકો પોતાના સંરક્ષણ માટેના યુદ્ધમાં સૌથી સબળ શસ્ત્ર તરીકે વિદેશોમાં કરવામાં આવતા પ્રચારને ગણે છે. આજે સોવિયેટ સંઘ પણ સાચે જ સોવિયેટ સંઘના વિકાસનો અન્ય રાષ્ટ્રોમાં પ્રચાર કરીને પોતાના સમભાવીઓ ઊભા કરે છે. ગુનેગારોની સુધારણા માટેના માર્ગ તરીકે મોર "યુટોપિયા"માં નાગરિક અધિકારો છીનવી લેવાની યોજના મૂકે છે અને એ યોજના આજે સાચે જ સોવિયેટ સંઘમાં અમલમાં મૂકવામાં આવી છે.

આમ આપણે જોઈ શકીએ છીએ કે મોરની વિચારસરણી એ તરંગમાંથી વિજ્ઞાન તરફ જનારું પહેલું પગલું છે. એ પછીનું બીજું પગલું સત્તરમા શતકમાં લેવાયું હતું. ઈંગ્લંડમાં વેપારી વર્ગ દોઢ–બે શતકના વિકાસ પછી સબળ બન્યો હતો. એને પોતાના

વિકાસ માટે જરૂરી સગવડ જૂની રાજ્યવ્યવસ્થામાં મળતી ન હતી એટલે ઈંગ્લંડમાં એ મોટી અથડામણ ઊભી થઈ અને પરિણામે રાજ્યક્રાંતિ થઈ. ચાર્લ્સ પહેલાને પ્રજાએ હરાવ્યો અને એને ફાંસીને માચડે લટકાવ્યો. આ વિજયને પરિણામે પ્રજા માનતી હતી કે હવે એમની બધી મુશ્કેલીઓનો અંત આવી જશે, પણ જે નવી રાજ્યવ્યવસ્થા થઈ એમાં તો વેપારી અને ઉમરાવોની જ સત્તા રહી. સામાજિક પરિસ્થિતિમાં એવો કોઈ પલટો ન થયો, જેને પરિણામે જમીન ઉપરથી હાંકી કાઢવામાં આવેલા કિસાનને રાહત મળે. પરિણામે વિનસ્ટેનલી નામના એક ખેડૂતે એક ચળવળ ઊભી કરી. જે જમીનની ખાનગી માલિકી થઈ ન હતી પણ જે રાજ્યની માલિકીની હતી એવી દેશના ત્રીજા ભાગની જમીન ખેડૂતોને મળી જવી જોઈએ એવી એણે માગણી કરી અને એ માગણીને એણે અમલી સ્વરૂપ પણ આપ્યું. જમીન કબજે લેવાનો એક સ્થળે પ્રયત્ન થયો, પણ એ કાળની "પ્રજાકીય" સરકારે ઘોડેસવારોની એક ટુકડી મોકલી આ રીતે કબજો લેનારાઓને વિખેરી નાખ્યા. પોતાની ચળવળની નિષ્ફળતા પછી વિનસ્ટેનલીએ પોતાના વિચારો રજૂ કરતું એક પુસ્તક લખ્યું. એ પુસ્તકની શૈલી સર થૉમસ મોરની શૈલી જેટલી સચોટ નથી પણ એ પુસ્તકની વિશિષ્ટતા એ છે કે મોરથી એ એક પગલું આગળ જાય છે. વર્ગ–વિહીન સામાજિક રચનાની એ હિમાયત કરે છે. ખાનગી મિલકતની સંસ્થાનો એ વિરોધ કરે છે અને એવું બીજું ઘણું મોરની જેમ જ એ કહે છે. પણ જ્યારે ધાર્મિક સવાલની એ ચર્ચા કરે છે ત્યારે એ પદાર્થવાદ તરફ ઢળે છે. આજે ધર્મના પ્રશ્નને સોવિયેટ સંઘની નવી સંસ્કૃતિ જે દૃષ્ટિએ નીરખે છે એ દૃષ્ટિનાં મૂળતત્ત્વો વિનસ્ટેનલીમાં છે. "આધ્યાત્મિક પ્રશ્નની ચર્ચા આપણે આપણા આ શરીરમાં રહીને શી રીતે કરી શકવાના છીએ! આ શરીર તો પદાર્થનું બનેલું છે અને આ શરીરનો વિનાશ થાય પછી તો આપણે મૂળતત્ત્વોમાં ભળી જઈએ છીએ એટલે આધ્યા-

ત્મિક પ્રશ્નની સ્વતંત્ર ચર્ચા સંભવતી જ નથી. પ્રાકૃતિક બળોના અભ્યાસ દ્વારા જ આપણે વિશ્વની આંટીઘૂંટી ઉકેલી શકીએ." આવી મતલબની વાત આ સમયમાં શતકનો વિચારક કરે છે.

વિનસ્ટેનલી મોર કરતાં વૈજ્ઞાનિકતા તરફ એક પગલું વધારે માંડે એમ કહેવાનું કારણ શું? એક તો એ કારણ છે કે મોર પોતાની કલ્પનાને તદ્દન કલ્પનાના સ્વરૂપે જ રજૂ કરે છે. જે પ્રદેશમાં—"યુટોપિયામાં"—એ પોતાનો આદર્શ સમાજ મૂકે છે એ પ્રદેશ કાલ્પનિક છે. વિનસ્ટેનલી પોતાના આદર્શ સમાજને ઈંગ્લંડના એક પરગણામાં મૂકે છે. વળી, મોર માત્ર વિચારક છે—એ ક્રાંતિકાર નથી, ત્યારે વિનસ્ટેનલીએ તો એક શ્રમજીવીઓનું આંદોલન ઊભું કર્યું હતું અને એ રીતે બતાવ્યું હતું કે શ્રમજીવીઓના આંદોલન દ્વારા જ એના આદર્શની પ્રાપ્તિ થઈ શકે. એટલે તરંગમાંથી સમાજવાદ વિજ્ઞાન તરફ જાય છે તેનું પહેલું પગલું જેમ મોર છે તેમ બીજું પગલું વિનસ્ટેનલી છે.

મૂડીદારી પ્રથાનો જન્મ થયો ન હતો ત્યાં સુધીના સમાજવાદી ખ્યાલો માત્ર તરંગો રહ્યા. મૂડીવાદના ઊગમ-કાળે મોરે જે વિચાર રજૂ કર્યો એમાં વૈજ્ઞાનિકતાનાં સૂક્ષ્મ તત્ત્વો દેખાયાં. સત્તરમા શતક સુધી ઈંગ્લંડનો મૂડીવાદ જરા વિકાસ પામ્યો—એના વેપારીઓ દેશ-વિદેશ ખેડવા માંડયા અને પરિણામે જૂની રજવાડી-સરંજામી પદ્ધતિ ભાંગવા માંડી અને તેનું સ્થાન નવી સામાજિક રચના લેવા લાગી.

અને પરિણામે સમાજવાદમાંથી તરંગી ખ્યાલો દૂર થવા લાગ્યા અને તેનું સ્થાન વૈજ્ઞાનિક તત્ત્વો લેવા લાગ્યાં. માકર્સ અને એંગલ્સ માટે આ રીતે પૂર્વભૂમિકા રચાઈ.

# ૨

# સમાજવાદ—તરંગમાંથી વિજ્ઞાન

**અઢારમા** શતકના અંતમાં એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું છેલ્લાં પચીસ વર્ષ દરમિયાન ઉત્પાદનની જૂની પ્રથા નાશ પામી અને એનું સ્થાન નવી પ્રથાએ લીધું છે. આ નવી પ્રથા જૂ સામાજિક રચનાને પાયામાંથી હચમચાવી નાખતી હતી. વરા યંત્રની સહાયથી જે ઔદ્યોગિક ઉત્પાદન થતું હતું તે અર્ધ-સરંજા સામાજિક ચોગઠામાં બંધબેસતું થતું ન હતું. આ પ્રકારની ઉત્પા પદ્ધતિને પરિણામે સામાજિક સંપત્તિ ખૂબ ઝડપથી વધવાની સાથે સાથ જ સમાજમાં એક અતિ દુ:ખી અને દરિદ્રી વર્ગ પ ઉત્પન્ન થયે જતો હતો. અંતે એમ પણ સ્પષ્ટ દેખાવા લાગ્યું કે નવી ઉત્પાદનપદ્ધતિને પરિણામે મૂડીદાર વર્ગ બધે જ રાજકીય સ પ્રાપ્ત કરતો જતો હતો. ૧૭૭૦થી ૧૮૭૦ સુધીમાં પશ્ચિમ યુરે અને ઉત્તર અમેરિકામાં બધાં જ એક અથવા બીજા પ્રકારનાં ક્રાંતિકા આંદોલન મારફતે મૂડીદાર વર્ગે રાજકીય સત્તા પ્રાપ્ત કરી હતી. પ્રકારની ક્રાંતિનું જ્વલંત દૃષ્ટાંત ફ્રાન્સની ૧૭૮૯-૧૭૯૩ની ક્રાંતિ

મૂડીદારી સમાજરચનાના હિમાયતીઓએ એવો દાવો રજૂ કર્યો હતો કે એ સમાજરચના પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારશે, પણ એમનો આ દાવો સાચો ન પડ્યો. મૂડીદાર વર્ગ માટે જો એમણે પૃથ્વી ઉપર સ્વર્ગ રચ્યું તો બીજા-અને જગતના ઘણા મોટા ભાગના માનવીઓનો જેમાં સમાવેશ થતો હતો એવા-વર્ગને માટે તો એમણે પૃથ્વી ઉપર યાતનાઓથી ભરેલું જહન્નમ જ ઉતાર્યું. એટલે, મૂડીવાદનો વિજય થયો ન થયો ત્યાં તો ત્રણ એવા વિચારકો ઊભા થયા જેમણે મૂડીવાદના દાવા અને એનાં કૃત્ય વચ્ચેનો વિરોધ સ્પષ્ટ સ્વરૂપે રજૂ કરવાનો પ્રયત્ન કર્યો. સેઈન્ટ સાઈમન, ફુરિયર અને રૉબર્ટ ઓવેન એ આ ત્રણ વિચારકો હતા. આ ત્રણમાંયે સૌથી વધારે અસરકારક કાર્ય ઓવેનનું હતું એટલે આપણે એના વિચારોની અહીં રજૂઆત કરીએ.

રૉબર્ટ ઓવેન અને એના સમકાલીનોને ઇતિહાસમાં બે મુખ્ય પરિબળો વિષે જ્ઞાન ન હતું અને તેથી તો એમની યોજનાઓ નિષ્ફળ નીવડી. આર્થિક રચનાનો સંપૂર્ણ પલટો કરવા માટે રાજકીય પરિવર્તન આવશ્યક છે એવો સિદ્ધાંત એ લોકોને સમજાયો ન હતો અને સામાજિક પરિવર્તન સાધનાર વર્ગ નવો ઉત્પન્ન થયેલો ક્રાંતિકારી ઔદ્યોગિક કામદાર વર્ગ છે એ સિદ્ધાંતનું એમને ભાન થયું ન હતું. એ બે સિદ્ધાંત એ ન સમજી શક્યા એ કારણે એમને તરંગી સમાજવાદી-એટલે હકીકતમાં નહિ પણ તરંગમાં જ સમાજવાદનો સ્વીકાર કરનાર-કહેવામાં આવ્યા છે. પણ આ સમાજવાદીઓ તરંગી હતા એ કારણે ન તો એની અવગણના થવી ઘટે, ન તો એમનો તિરસ્કાર થવો ઘટે. એ મહા વિચારકોએ જે વિચારમંથન કર્યાં એમાંથી તો માર્ક્સ અને એંગલ્સને માર્ગદર્શન મળ્યું. સામાજિક પરિવર્તનની દિશા આપણને એમાંથી જ સમજાઈ છે. અંગ્રેજી પ્રજાજીવનના તખ્તા ઉપરનું ઓવેનનું આગમન એંગલ્સ નીચેના શબ્દોમાં રજૂ કરે છે:

"પછી એક ઓગણત્રીસ વર્ષનો જુવાન સુધારક જાહેરમાં આવ્યો. ભાગ્યે જ આવી ચડે એવો પ્રતિભાસંપન્ન આ આગેવાન હતો. માનવીનું ચારિત્ર્ય એનાં વારસાગત લક્ષણો અને એના ઉપર થયેલી પરિસ્થિતિની અસરને પરિણામે ઘડાય છે એવી ફ્રાંસના પદાર્થવાદી વિચારકોની માન્યતા એણે સ્વીકારી હતી. ઔદ્યોગિક ક્રાંતિમાં એના વર્ગના ઘણાખરા માણસોને અવ્યવસ્થા દેખાતી હતી અને એ અવ્યવસ્થામાંથી એ પોતે ઝડપથી શ્રીમંત બની શકે એવી એમની માન્યતા હતી. પણ ઓવેનને એમ લાગ્યું કે આ પરિસ્થિતિમાં પોતાની પ્રિય માન્યતાને એ આચરણમાં ઉતારી શકશે અને અવ્યવસ્થામાંથી વ્યવસ્થાની સ્થાપના કરી શકશે."

દસ વર્ષની વયે ઓવેને ગૃહત્યાગ કર્યો અને ત્યારથી એણે પોતાના શ્રમમાંથી જ પોતાનું ગુજરાન ચલાવ્યું હતું. ઓગણત્રીસ વર્ષની વયે તો ન્યૂ લેનાર્કના મોટા અને આબાદ એવા કાપડના કારખાનાનો એ એક વ્યવસ્થાપક ભાગીદાર બની ગયો હતો. આટલે સુધી તો કશું જ આશ્ચર્યજનક નથી. એના કાળના ઘણાયે જુવાનોનો આ રીતે વિકાસ તો થતો હતો પણ આ બધા જુવાનોને મન સંપત્તિસંચય એ જ જીવનનો એક માત્ર આદર્શ હતો. એ ન્યૂ લેનાર્કના કારખાનાનો ભાગીદાર બન્યો પછી તો સંપત્તિસંચય તરફ ખૂબ થોડું લક્ષ આપતો હતો. પરિસ્થિતિને પરિણામે ચારિત્ર્ય ઘડાય છે એવી પોતાની માન્યતાનો અખતરો કરવા તરફ જ એનું લક્ષ હતું.

એનો સિદ્ધાંત સરળ બનાવવા જતાં ખોટો બની ગયો હતો. પણ એ ખોટા સિદ્ધાંતને જ્યારે એણે અમલી સ્વરૂપ આપ્યું ત્યારે તો એને જ્વલંત સફળતા મળી! ન્યૂ લેનાર્કના મજૂરોને અને ખાસ કરીને એ મજૂરોનાં બાળકોને સારી રીતે રાખીને એણે બતાવ્યું કે એ પણ બીજા સુધરેલા માનવીઓના જેવું વર્તન કરે છે. સ્વાભાવિક રીતે જ ઓવેને આ દૃષ્ટાંતને આધારે એવો સિદ્ધાંત રચ્યો કે જો

બધી જ પ્રજાને આવી રીતની સગવડો આપવામાં આવે તો જગત ઉપર ‘સ્વર્ગ’ની રચના થઈ જાય, એટલે એણે તો સરકારને અને લાગવગ ધરાવતા વર્ગના લોકોને આ માર્ગે જવાનો આગ્રહ કર્યો. એની માન્યતા હતી કે બ્રિટિશ સરકાર એની માન્યતાઓને અમલમાં મૂકી શકશે. જે માન્યતાઓને એ પોતે એક મૂડીદાર હતો તોયે અમલમાં મૂકી શકયો હતો એને બીજા મૂડીદારો શા માટે અમલમાં નહિ મૂકે? આવી દલીલો એ કરતો હતો. રાજકારણ વિષેનું આ અજ્ઞાન ઓવેનને વૈજ્ઞાનિકતાથી દૂર રાખતું એક પ્રબળ કારણ હતું એમ આપણે આગળ જોયું છે. પણ ઓવેનને જ્યારે સત્તાધીશ પક્ષોનો સહકાર ન મળ્યો ત્યારે એને સ્પષ્ટ દેખાયું કે એ માર્ગે એને સફળતા નહિ મળે. એને એમ પણ સમજાયું હતું કે જે સમાજરચનામાં નફાને માટે ઉત્પાદન થતું હોય તેમાં ઉપયોગને માટે ઉત્પાદન કરવાને ધોરણે રચાયેલી સંસ્થાઓ મોટા પ્રમાણમાં ન જ ટકી શકે.

૧૮૨૦ સુધીમાં એના આ ખ્યાલોએ સ્પષ્ટ રૂપ ધારણ કર્યું હતું. પણ તોયે એ એમ તો માનતો જ હતો કે જ્યારે મૂડીદાર વર્ગને એ સમાજવાદી રચના વિષે સ્પષ્ટ ખ્યાલ આપી શકશે ત્યારે, અને એનાથી થતા લાભો બતાવી શકશે ત્યારે, એ લોક પણ એ પ્રકારની રચનાનો સ્વીકાર કરશે. પણ ઓવેન એમ જોઈ શકયો હતો કે સ્થાપિત ઉત્પાદનની પ્રથાનું સ્થાન જો એની સમાજવાદી પ્રથા લેવાની હશે તો સ્થાપિત સામાજિક માન્યતાઓ પણ દૂર થવી જોઈશે. સમાજની આર્થિક રચના અને તેની સામાજિક અને નૈતિક માન્યતાઓ વચ્ચેનો આ નિર્ભેળ સંબંધ ઓવેન જોઈ શકયો એ તેની એક સાચા સામાજિક ફિલસૂફ તરીકેની મહત્તા પુરવાર કરે છે. સમાજવાદને માત્ર આર્થિક પુનર્ઘટના માનનાર સમાજવાદીઓથી ઓવેન આ રીતે અનેકગણો વધારે વૈજ્ઞાનિક છે. પણ એની આ દૃષ્ટિ જોડે મૂડીદાર વર્ગના હૃદયપલટાની શકયતાનો ખ્યાલ જોડાયેલો હતો અને એટલે જ એ સંપૂર્ણ વૈજ્ઞાનિકોથી દૂર રહ્યો.

ઓવેન એટલો બધો અવ્યવહારુ હતો કે જેવી એક વસ્તુ કે તરત જ એ તેની જાહેરાત કરી દે, એની સામાજિક અસર એ વિચાર ન કરે. એણે નિર્ણયો કર્યા અને તરત જ જા કરી દીધી કે ખાનગી મિલકત, ધર્મ અને લગ્નસંસ્થા—એ : વસ્તુ જગતમાં સંપૂર્ણ સુખની સ્થાપનાને નડતરરૂપ છે. સંસ્થાનો વિરોધ કરનાર એ સમયની બ્રિટિશ સરકારની સ આશા શી રીતે રાખી શકે?

ઓવેનને જ્યારે સમજાયું કે સરકાર તેની વિનંતિઓ લક્ષ આપતી નથી ત્યારે એણે પોતાના સિદ્ધાંતને આચારમાં બતાવીને એની સફળતા પુરવાર કરવાનો પ્રયત્ન શરૂ કર્યો, પણ એ સિદ્ધાંતના બધા જ અખતરા નિષ્ફળ ગયા. એની નિષ્ફ આર્થિક દૃષ્ટિએ ત્રણ કારણ હતાં. એ આર્થિક ભૂલો એણે ન કર તો શું એને સફળતા મળવાની હતી? નહિ જ નહિ. તોયે : વર્ગે પોતાનાં હિતને જોખમાતાં જોઈને એની યોજનાને ભાંગી હોત. સોવિયેટ સંઘની સફળતા તરફની મૂડીદારી રાષ્ટ્રોની નીતિ વિધાનનો પુરાવો આપે છે. સોવિયેટ સંઘ સમાજવાદી પુન સફળ રીતે કરી શક્યો છે એ મૂડીદાર રાષ્ટ્રોથી સાંખી નથી એટલે એ લોક એને તોડી નાખવાનાં કંઈક કારસ્થાન રચે છે

ઓવેનને સૂતર-કાપડના મિલ-ઉદ્યોગનો જ માત્ર અનુભવ હતો. ઔદ્યોગિક ક્રાંતિના આરંભમાં એ ઉદ્યોગનો જ મોટો વિકાસ થયો હતો. ઔદ્યોગિક ક્રાંતિ પહેલાં ૫૦૦૦૦૦ માણસો જે કામ કરી શકતા એ કામ ઓવેનના કાળમાં ૨૫૦૦ માણસો કરે એટલી પ્રગતિ થઈ ગઈ હતી. પણ એ પ્રગતિ સૂતર – કાપડના અને એવા બીજા થોડા ઉદ્યોગમાં જ થઈ હતી. મૂડીવાદે હજી એનું ઐતિહાસિક કાર્ય – ઉત્પાદનનાં બધાં જ સાધનોના વિકાસનું કાર્ય–કરવાનું રહેતું હતું. આ પરિસ્થિતિમાં પોતાના એક જ ઉદ્યોગના અનુભવને આધારે ઓવેને માની લીધું કે ઉત્પાદનનાં સાધનોનો બસોગણો વિકાસ થઈ ગયો છે અને તેથી સમાજવાદી રચનાની પૂર્વભૂમિકા તૈયાર થઈ ગઈ છે. બીજી પણ એક આર્થિક હકીકતની એણે અવગણના કરી. ઉત્પાદક બળોના વિકાસને પરિણામે જે સંપત્તિ રચાતી હતી એ સંપત્તિનો ઉપયોગ જો એ કાળે સામાજિક જીવનના ધોરણને ઊંચું ચડાવવા માટે જ કરવામાં આવે તો તો પછી ઔદ્યોગિક ક્રાંતિ સંપૂર્ણતાએ પહોંચી જ ન શકે. ઓવેને જે કાળે આ રીતે વધારે ઉત્પન્ન થતી સંપત્તિનો ઉપયોગ કામદાર વર્ગનું જીવનધોરણ ઊંચે લઈ જવામાં કરવાની હિમાયત કરી એ કાળે એ સંપત્તિ તો મૂડીવાદનું ઐતિહાસિક કાર્ય કરી રહી હતી અને ઔદ્યોગિક ક્રાંતિને અને મૂડીવાદને વિસ્તારી રહી હતી. ઓવેન સંપત્તિવિકાસનું કારણ માત્ર ઉત્પાદક બળોના વિકાસને ગણતો હતો એમાં પણ તેની ભૂલ હતી. શ્રમ-વિભાગ વધારે વ્યવસ્થિત બન્યો હતો અને સસ્તા દરે જ્યાંથી કાચો માલ મેળવી શકાય અને મોંઘા દરે જ્યાં એ માલ પહોંચાડી શકાય એવાં બજારોની પણ શોધ થઈ હતી અને તેથી ઇંગ્લંડમાં સંપત્તિનો વધારો થતો રહ્યો હતો. ઇંગ્લંડમાં એ કાળે જો માત્ર જરૂરતને માટે જ ઉત્પાદન કરવામાં આવે તો તો એ પછીના કાળમાં ઇંગ્લંડમાં જે મહાન ઔદ્યોગિક વિકાસ થયો એ થાય જ નહિ અને ઇંગ્લંડના મૂડીવાદનો અને પરિણામે ઉત્પાદક બળોનો મોટો વિકાસ થાય નહિ.

આમ ઓવેને અર્થકારણના આ ત્રણ મહાન સિદ્ધાંતોને અવગણ્યા અને પરિણામે એની વિચારસરણી તરંગી જ રહી – એ સંપૂર્ણ વૈજ્ઞાનિકતાએ ન પહોંચી શકી. પણ મોરની "યુટોપિયા" અને ઓવેનના આ ખ્યાલ વચ્ચે તો આસમાન–જમીનનું અંતર હતું. મોરે તો કાગળ અને શાહીથી જ પોતાની ઈમારત રચી હતી, જ્યારે ઓવેને એ રચના નક્કર પદાર્થોથી રચવા પ્રયત્ન કર્યો. એ પ્રયત્નમાં એને નિષ્ફળતા મળી એ વાત જુદી છે પણ એ નિષ્ફળતાને પરિણામે તો એની ભૂલોનું સંશોધન થયું અને વૈજ્ઞાનિકતાનો સાચો માર્ગ એના પછીના કાળમાં શોધાયો.

અહીં માર્ક્સ અને ઓવેન વચ્ચેનો એક ભેદ બતાવવાની જરૂર છે. ઓવેનને તો એ "પુસ્તકોનાં થોથાંમાં દટાઈ રહેતા અને માત્ર ચર્ચાઓ કર્યા કરતા વિતંડાવાદી વિચારકો" તરફ ખૂબ ચીડ હતી. એ તો પોતાના વિચારોને વ્યવહારનું સ્વરૂપ જ આપી દેતો. માર્ક્સનું જીવન એનાથી જુદું પડે છે. માર્ક્સના જીવનનો મોટો ભાગ બ્રિટિશ મ્યુઝિયમના પુસ્તકના કબાટો વચ્ચે જ પસાર થયો હતો. એ વાત સાચી છે કે એણે પોતાના વિચારોને વ્યવહારુ સ્વરૂપ આપવાની તકોનો વિચાર કર્યો છે, એ વાત સાચી છે કે એણે આંતરરાષ્ટ્રીય કામદાર ચળવળની રચના અને વિકાસમાં ભાગ લીધો છે, પણ એણે સૌથી વધારે તો એ બધી ચળવળોનો અભ્યાસ કરીને એનો પોતાની સિદ્ધાંતરચનામાં ઉપયોગ કર્યો છે. એટલે વ્યવહારનું કામ જેટલું મહત્ત્વનું છે એટલું જ મહત્ત્વનું – જો વધારે મહત્ત્વનું ન હોય તો – સિદ્ધાંતરચના અને પ્રચારનું કાર્ય છે. પણ જ્યારે સિદ્ધાંતરચનાના મહત્ત્વ વિષે અહીં આવો ઉલ્લેખ કરતામાં આવે છે ત્યારે એક હકીકત ખ્યાલમાં રાખવાની આવશ્યકતા છે કે સિદ્ધાંત અને વ્યવહાર વચ્ચે, વિચાર અને આચાર વચ્ચે, જો સંપૂર્ણ ભેદ કરી નાખવામાં આવે તો એ સિદ્ધાંત માત્ર વિતંડાવાદ બની જાય. ઓવેન જ્યારે સિદ્ધાંતને વ્યવહારમાં મૂકવાની વાત કરે છે ત્યારે એક વાત ભૂલી

જાય છે. જે સિદ્ધાંતો એ રચે છે એ તો માત્ર અભ્યાસને પરિણામે જ રચે છે. પોતાની પરિસ્થિતિનાં સામાજિક–આર્થિક બળોનો જે એણે અભ્યાસ કર્યો હતો એ અભ્યાસની દૃષ્ટિએ જો એણે પોતાના આદર્શોને તપાસ્યા હોત તો એણે જે ભૂલ કરી એ ન કરત, એટલે સિદ્ધાંત અને વ્યવહારનો જે વૈજ્ઞાનિક સમન્વય કરવાની જરૂર છે–જેવો સમન્વય એના પછી માર્ક્સે કર્યો–એ એણે ન કર્યો. એણે તો પહેલાં સ્વતંત્ર રીતે સિદ્ધાંતરચના કરી અને પછી એને વ્યવહારમાં મૂકવાની કોશિશ કરી અને પરિણામે એને નિષ્ફળતા મળી. "વ્યવહાર વિનાનો વિચાર જો વાંઝિયો છે તો વિચાર વિનાનો વ્યવહાર અર્થહીન છે" એમ આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી વર્ગના આજના આગેવાન સ્ટેલિને કહ્યું છે એ યથાયોગ્ય જ કહ્યું છે. ઓવેન પછીના પગલા તરીકે આપણે વિલિયમ મોરીસને મૂકી શકીએ. એ અંગ્રેજ કવિને આપણે તરંગી સમાજવાદી તરીકે નહિ ગણાવી શકીએ. એણે તો પહેલેથી જ આંતરરાષ્ટ્રીય કામદાર ચળવળની સાથીદારી કરી હતી. એટલે કે કામદાર વર્ગની વર્ગીય હિત માટેની લડત અને ખાનગી મિલકતની નાબૂદીના ખ્યાલનું જોડાણ એણે કર્યું જ હતું.

પણ સમાજવાદી વિચારસરણીને સ્પષ્ટ વૈજ્ઞાનિક સ્વરૂપ તો માર્ક્સ અને એંગલ્સ દ્વારા જ મળ્યું. એ સ્વરૂપની સ્પષ્ટ રચના માર્ક્સ અને એંગલ્સના કામદાર વર્ગની લડત જોડેના સંબંધને પરિણામે જ શક્ય બની હતી. એટલે હવે આપણે કામદાર વર્ગની લડતો, તેનો વિકાસ અને વર્ગીય ખ્યાલનો વિકાસ શી રીતે થયો અને સંપૂર્ણ વૈજ્ઞાનિક એવી સમાજવાદી વિચારસરણીની રચના એમાંથી શી રીતે થઈ તે જોઈએ.

તરંગી સમાજવાદીઓને મળેલી નિષ્ફળતામાંથી એક વાત તો પુરવાર થઈ જ. સમાજવાદી સમાજરચના મૂડીદારોના હૃદયપલટા દ્વારા શક્ય નથી એમ તેનાથી પુરવાર થઈ ગયું. એ કાર્ય તે

ઔદ્યોગિક કામદાર વર્ગ જ કરે તો થઈ શકે એમ સ્પષ્ટ દેખાયું. એ એક જ એવો વર્ગ હતો, જે સ્પષ્ટ અને ક્રાંતિકારી હતો. કિસાન વર્ગનું પોષણ થતું હતું એ વાત સાચી, એનું દારિદ્રય વધતું જતું હતું એ વાત પણ સાચી, પણ એ વર્ગનાં હિત તો જૂની સામાજિક રચના–સરંજામી સામાજિક રચના–જોડે સંકળાયેલાં હતાં–એને તો પીછેહઠનો માર્ગ સૂઝે એવું હતું. કામદાર વર્ગને તો ક્રાંતિમાં તો કશું જ ગુમાવવાનું ન હતું, એને ગુમાવવાની હતી માત્ર બેડીઓ અને મેળવવાની હતી સારી દુનિયા.

અને ઔદ્યોગિક કામદાર વર્ગ પણ સામાજિક ક્રાંતિનું કાર્ય સાધી શકે એને માટેનો સમય ઓગણીસમી સદીમાં પાક્યો ન હતો. સારાયે સમાજની જરૂરિયાતોને પૂરતા પ્રમાણમાં પહોંચી શકાય એટલો ઉત્પાદનનાં સાધનોનો વિકાસ ન થાય ત્યાં સુધી, એટલે કે ઔદ્યોગિક ક્રાંતિ પૂરી ન થાય ત્યાં સુધી, સમાજવાદી સામાજિક રચના રચતી ક્રાંતિ શકય જ નથી. હવે આજે જ, એટલે વીસમા શતકના બીજા દશકથી જ, આવી પરિસ્થિતિ ઊભી થઈ છે. ઔદ્યોગિક કામદાર વર્ગ એ પોતે એક ઐતિહાસિક પરિબળોની રચના છે. સદાયે એનું અસ્તિત્વ હતું એવું નથી અને સદાયે એનું અસ્તિત્વ રહેશે એવું પણ નથી. ઔદ્યોગિક ક્રાંતિ પહેલાં ઉત્પાદનનાં સાધનોની માલિકી ન ધરાવતો એવો કામદાર વર્ગ અસ્તિત્વમાં હતો જ નહિ. એ વર્ગ અસ્તિત્વમાં શી રીતે આવ્યો એ આપણે આગળ ઉપર જોઈશું, અને જ્યારે સમાજવાદી સામાજિક રચના રચાશે ત્યારે પણ ઉત્પાદનની ખાનગી માલિકીનો અંત આવી ગયો હશે એટલે આજના જેવો કામદાર વર્ગ અસ્તિત્વમાં નહિ હોય. એ કામદાર વર્ગની પરિસ્થિતિ વચ્ચેના મૂળભૂત ભેદની પણ આપણે આગળ ઉપર ચર્ચા કરશું. એ વાત સાચી છે કે ગરીબ ને તવંગરના ભેદનો વર્ગભેદ જ્યારથી ઊભો થયો ત્યારથી આ જગતમાં ગરીબ વર્ગની સંખ્યા સદાયે ખૂબ

મોટી રહી છે અને તવંગર વર્ગની સંખ્યા એના પ્રમાણમાં તો ખૂબ નાની રહી છે. સમાજવાદીની દૃષ્ટિએ ઔદ્યોગિક કામદાર વર્ગ એટલે એવો વર્ગ, જેને પોતાના જીવનનિર્વાહ માટે પોતાની રોજી એ એક માત્ર સાધન હોય; અથવા તો વધારે સ્પષ્ટ રીતે કહીએ તો એવો વર્ગ, જેને પોતાની મજૂરી કરવાની શક્તિ કારખાનાંઓના માલિકોને વેચવી પડે છે કારણ કે એમની પોતાની પાસે એ શક્તિ સિવાય બીજું કોઈ સાધન નથી.

મૂડીવાદ પહેલાંના કાળના ગરીબ લોક આ પ્રકારના ન હતા. પ્રાચીનકાળના ગરીબ લોક ગુલામો હતા અને એમને રોજી જ મળતી નહિ. એ પછીના એવા લોક ખેડૂત હતા, જેમને પોતાની જમીન હતી. એ જમીનનું પ્રમાણ તદ્દન મર્યાદિત હોય. મધ્યયુગના ગરીબ ઊભડ હતા. એટલે રોજી ઉપર નભનાર એવો કામદાર વર્ગ તો મૂડીદારી સમાજરચના સાથે જ જન્મ્યો છે. મૂડીવાદનો જ્યાં સુધી વિકાસ થયો ન હતો ત્યાં સુધી કામદાર વર્ગ પણ વિકાસ પામ્યો ન હતો. મૂડીવાદ સાથે જ એનો પણ વિકાસ થયો અને મૂડીવાદ જ્યારે મુખ્ય આર્થિક રચના બની ગયો ત્યારે કામદાર વર્ગ સૌથી વધારે વિશાળ વર્ગ બની ગયો. આવા મિલકતહીન કામદાર વર્ગનું અસ્તિત્વ મૂડીદારી સામાજિક રચનાની આવશ્યક એવી અનિવાર્યતા છે.

આવો વર્ગ અસ્તિત્વમાં તો ચારસો વર્ષ પહેલાં આવ્યો, પણ એનો વિકાસ તો ઔદ્યોગિક ક્રાંતિ થયા પછી જ થયો છે. જ્યાં સુધી ઉત્પાદક વર્ગ અને વાપરનાર વર્ગ વચ્ચે સીધો સંબંધ હોય છે ત્યાં સુધી ઉત્પાદક વર્ગ અને વાપરનાર વર્ગ ઉત્પાદનનાં સાધનનો માલિક ન રહે અને ત્યારે એવાં સાધનનો અને પરિણામે એ સાધન દ્વારા થયેલા ઉત્પાદનનો માલિક કોઈ બીજો વર્ગ બને.

આજે આપણે જે પ્રકારનાં મજૂર મંડળો જોઈએ છીએ એ પ્રકારનાં મજૂર મંડળો આવા ઔદ્યોગિક કામદાર વર્ગના જન્મ પછી

જ અસ્તિત્વમાં આવ્યાં છે. પહેલાં એનું અસ્તિત્વ શક્ય જ ન હતું. આજે મૂડીદારોને પોતાની મિલકત છોડી દઈને સમાજને સોંપી દેવાની વિનંતિ કોઈ સમાજવાદી નથી કરતો. એવા કોઈ કોઈ આદર્શવાદીઓ આજે પણ હોય છે ખરા, જે આવા ઓવેન જેવા હૃદયપલટાના ખ્યાલનો સ્વીકાર કરતા હોય, પણ એને કોઈ પણ સમજુ માણસ સમાજવાદી નહિ કહે. પણ જેમ સમાજવાદીઓમાંથી હૃદયપલટાનો ખ્યાલ નીકળી ગયો છે તેમ બીજો એક ખોટો ખ્યાલ સમાજવાદીઓના એક વિભાગમાં પેસી ગયો છે. બંધારણીય માર્ગે મૂડીવાદને પલટાવી સમાજવાદની સ્થાપના થઈ શકે એવી એ પ્રકારના લોકોની માન્યતા છે. ઇંગ્લંડનો ફેબિયન સમાજવાદી પક્ષ એ આ પ્રકારનો એક પક્ષ છે. ઇંગ્લંડ મજૂર વર્ગના જન્મની અને એના આરંભમાં વિકાસની ભૂમિ હતી. ત્યાં જે મજૂર-આંદોલનો ઊભાં થયાં અને વિકાસ પામ્યાં એમાંથી જગતની ક્રાંતિકારી કામદાર-ચળવળને પોતાના પહેલા પાઠ પઢવાના છે. એને વિષેનું નિરૂપણ આપણે યથાસ્થાને કરશું. અહીં તો માત્ર એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે એ આંદોલનોનું સાચું પૃથક્કરણ કરવાનું કાર્ય એ કાળે ઇંગ્લંડમાં વસતા બે જર્મન ક્રાંતિકારોએ–માર્ક્સે અને એંગલ્સે–કર્યું. ૧૮૪૮ની ક્રાંતિકારી મજૂર-ચળવળો ભાંગી પડી તેથી એ નિરાશ ન થયા. એમણે એ કારણે મજૂર-ચળવળને છોડી પણ ન દીધી. એમણે તો મૂડીદારી પદ્ધતિનો વિસ્તૃત અભ્યાસ આરંભ્યો. એના મૂળ સ્વરૂપ અને શક્ય એવા વિકાસના પ્રશ્નોનો એમણે અભ્યાસ કર્યો. એ સામાજિક રચનાને પલટાવીને સમાજવાદી રચના રચવા માટેના માર્ગના પ્રશ્નનો પણ એમણે વિચાર કર્યો અને પરિણામે એમના સંશોધને જગતની તવારીખને પલટાવવામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો.

# ૩

# માર્ક્સવાદની સામાન્ય વ્યાખ્યા

## [૧]

"માર્ક્સવાદ શું છે?" એવો પ્રશ્ન જો પૂછવામાં આવે તો તેનો સૌથી સાચો ઉત્તર આમ આપી શકાય : માર્ક્સવાદ એ સંપૂર્ણતાનો દાવો ધરાવતી કોઈ ફિલસૂફી નથી. એ સંપૂર્ણ નથી અને છતાંયે સંપૂર્ણતાની વધારે ને વધારે નજીક જતી એવી એક વિચારસરણી છે. એ કાર્યપદ્ધતિપ્રધાન વિચારસરણી છે. એ એક આંદોલન છે અને એ આંદોલનનું વિજ્ઞાન પણ છે. સંક્ષેપમાં કહીએ તો માર્ક્સવાદ સામાજિક વિકાસનું વિજ્ઞાન છે.

આવા આ માર્ક્સવાદને પોતાને માર્ક્સવાદી કહેવરાવતા ઘણાયે વિચારકોએ ખૂબ અન્યાય કર્યો છે. જાણે માર્ક્સવાદ એકબીજાથી સંપૂર્ણ સ્વતંત્ર એવા અનેક સિદ્ધાંતોનો ખીચડો હોય અને એમાંથી અમુક સિદ્ધાંતોનો સ્વીકાર અને બીજાનો અસ્વીકાર શક્ય હોય એમ ઘણા વિચારકો માનતા જણાય છે. લંડનની વિદ્યાપીઠના વિખ્યાત અધ્યાપક લાસ્કી, અમેરિકાના સમર્થ નવલકથાકાર અપ્ટન સિંકલેર, આપણા દેશના નરેન્દ્રદેવ અને જયપ્રકાશ જેવા મહાસભા-સમાજ-

વાદી આગેવાનો કે જવાહરલાલજી જેવા “શુભાશયો” વિચારકો – આવા બધા જ આ પ્રકારની ભૂલ કરે છે. માર્ક્સવાદ આવી રીતે આવી કોઈ મેળ વિનાની વસ્તુ નથી. એકબીજા જોડે એક ચોક્કસ દૃષ્ટિને કારણે ને પદ્ધતિને કારણે સંકળાયેલા એવા સિદ્ધાંતોની રચના માર્ક્સવાદ છે. એમાં મહત્ત્વની વસ્તુ તો એની પદ્ધતિ છે. એ પદ્ધતિનો જે સ્વીકાર કરે છે અને એનો ઉપયોગ કરીને જે પોતાના નિર્ણયો રચે છે તે એક જ પ્રકારના નિર્ણય ઉપર જ આવે છે. આપણે આ પુસ્તકના ફિલસૂફી-વિષયક પ્રકરણમાં માર્ક્સવાદની આ પદ્ધતિ વિષે અને એ પદ્ધતિના પરિણામે શી રીતે માર્ક્સવાદના બધા સિદ્ધાંતો રચાયા છે તેને વિષે ચર્ચા કરશું. અહીં તો માત્ર એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે માર્ક્સવાદના અર્થકારણનો હું સ્વીકાર કરું છું પણ ઔદ્યોગિક કામદાર વર્ગની સરમુખત્યારીમાં હું નથી માનતો એમ કહેનાર કે એવી જાતની કોઈ વાત કરનાર માર્ક્સવાદી નથી—એ બીજું ગમે તે ભલે હો.

માર્ક્સવાદની સમગ્ર રચના એના વૈજ્ઞાનિક પદાર્થવાદની આસપાસ રચાઈ છે. એ વૈજ્ઞાનિક પદાર્થવાદ વિષેની સ્પષ્ટ સમજણ જેને પડે છે એને માર્ક્સવાદના બીજા બધા સિદ્ધાંતો આપમેળે ગળે ઊતરી જાય છે. જેને એની સમજણ નથી પડતી એ વૈજ્ઞાનિક સમાજવાદી નથી જ બની શકતો – એ તરંગરચનાના માર્ગે જ જાય છે.

[૨]

માર્ક્સવાદ, જે એક માત્ર વૈજ્ઞાનિક સમાજવાદ છે તે લેનિનની વ્યાખ્યા અનુસાર ક્રાંતિકારી ઔદ્યોગિક કામદાર વર્ગની ક્રાંતિકારી વિચારસરણી અને કાર્યપદ્ધતિ છે. એની વિચારસરણી અને કાર્યપદ્ધતિનાં મુખ્ય અંગોનો નિર્દેશ આપણે આ પ્રકરણમાં કરીએ. પછી એ અંગોની એક પછી એક સ્વતંત્ર રીતે ચર્ચા કરીએ. આ અંગો માર્ક્સવાદના મુખ્ય પાયા છે.

એવા માકર્સવાદનાં મુખ્ય અંગો નીચેનાં છેઃ

(૧) માકર્સવાદનો વ્યાઘાતમક પદાર્થવાદ ( Dialectical materialism )

(૨) ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ

(૩) વર્ગવિગ્રહનો સિદ્ધાંત

(૪) સમાજવાદનું અર્થવિજ્ઞાન અને મૂલ્યાંકનનો સિદ્ધાંત

(૫) સમાજવાદી રાજકારણ-મીમાંસા.

[૩]

સૌથી પ્રથમ આપણે વ્યાઘાતમક પદાર્થવાદને લઈએ. માકર્સવાદમાં સૌથી વધારે કઠિન એવો આ સિદ્ધાંત એનો મુખ્ય પાયે છે. એના આધાર ઉપર તો માકર્સવાદનાં બીજાં અંગો ઊભાં છે એ માકર્સવાદની મુખ્ય પદ્ધતિ છે એટલે એ સિદ્ધાંત ખૂબ વિચારપૂર્વકની ચર્ચા માગી લે છે. એની ચર્ચા આપણે માકર્સવાદની ફિલસૂફીના પ્રકરણમાં કરશું, પણ અહીં એ સિદ્ધાંતની વ્યાખ્યા અને એનાં મૂળતત્ત્વોનો નિર્દેશ કરી દેવો જરૂરી છે. કદાચ કોઈ વાચકને અહીં થતી રજૂઆત ન સમજાય તોપણ એણે નિરાશ થવાનું કારણ નથી. એની વિચારપૂર્વકની ચર્ચા જે પ્રકરણમાં છે તેમાં એની સમજણ અવશ્ય પડશે.

માકર્સવાદનો આ સિદ્ધાંત વ્યાઘાતમક પદાર્થવાદ એટલા માટે કહેવાયો છે કે એ કુદરત અને કુદરતી વસ્તુઓનો અભ્યાસ વ્યાઘાતમક પદ્ધતિ દ્વારા કુદરતની જે પ્રતીતિઓ થાય છે તેનો પદાર્થવાદી ખ્યાલ એ રજૂ કરે છે.

વ્યાઘાતમક પદ્ધતિનાં મુખ્ય તત્ત્વો નીચે પ્રમાણે ગણાવી શકાયઃ

(क) એ પદ્ધતિની એક માન્યતા એવી છે કે કુદરતની પ્રતીતિઓનો અભ્યાસ કરવો હોય તો એના અમુક વિભાગનો બીજ

વિભાગોથી એને તદ્દન વિખૂટો પાડીને અભ્યાસ ન થઈ શકે. પ્રત્યેક વસ્તુનો અભ્યાસ બીજી વસ્તુઓની સાપેક્ષતાએ જ થઈ શકે.

(ख) એ પદ્ધતિની બીજી માન્યતા એવી છે કે જગતમાંની હકીકતો સદાયે પરિવર્તનશીલ છે, એટલે કોઈ હકીકતનો અભ્યાસ કરતી વખતે એમાં થતા નિરંતર પરિવર્તનનો ખ્યાલ રાખવો જરૂરી છે.

(ग) વિકાસક્રમમાં માત્ર વધવાની જ ક્રિયા થાય છે એમ આ પદ્ધતિ નથી સ્વીકારતી, પણ એ માને છે કે પ્રમાણમાં થતા પલટાઓને પરિણામે ગુણમાં પલટા થાય છે અને એથી વિરોધી રીતે ગુણમાં થતા પલટાઓમાંથી પ્રમાણમાં પલટા થાય છે.

(घ) પ્રત્યેક હકીકતમાં વિરોધી તત્ત્વોનું અસ્તિત્વ હોય જ છે એમ પણ આ પદ્ધતિની માન્યતા છે.

માકર્સવાદની આ પદ્ધતિ છે. એ પદ્ધતિનો ઉપયોગ કરીને માકર્સે ઇતિહાસનો અભ્યાસ કર્યો. ઇતિહાસ એ કોઈ અકસ્માતનું પરિણામ નથી પણ એ ચોક્કસ પરિબળોનું પરિણામ છે એવું પ્રતિપાદન એણે રજૂ કર્યું. ઇતિહાસનો અભ્યાસ કરીને માકર્સે જે સામાન્ય નિયમ તારવ્યો એ ઇતિહાસમાં પદાર્થવાદી પૃથક્કરણના નામથી ઓળખાય છે. એ એક જ એવો સિદ્ધાંત છે, જે જગતના ઇતિહાસની આપણને સમજણ પાડી શકે. અહીં માકર્સના એ સિદ્ધાંતનું સીધું ભાષાંતર જ આપવામાં આવે છે. એ સિદ્ધાંતની વિસ્તૃત ચર્ચા અને એ સિદ્ધાંતને લક્ષમાં રાખીને રજૂ કરવામાં આવેલું જગતની તવારીખનું વિહંગાવલોકન એક જુદા પ્રકરણમાં આપવામાં આવશે. માકર્સના જ શબ્દોમાં એ સિદ્ધાંત આ નીચે રજૂ કરીએ:

"પોતાની ઇચ્છાથી સ્વતંત્ર અને અનિવાર્ય એવા સંબંધોની રચના માનવી સામાજિક જરૂરિયાતોના ઉત્પાદનમાં કરે છે. ઉત્પાદનના

આ સંબંધો ઉત્પાદનનાં ભૌતિક બળોના વિકાસની ચોક્કસ કક્ષા જોડે બંધબેસતા હોય છે. માનવીઓના આવા ઉત્પાદનના સંબંધોના સરવાળામાંથી જ સમાજનું આર્થિક ચોકઠું રચાય છે. એ આર્થિક રચનાના પાયા ઉપર કાયદાની અને રાજકીય રચનાની ઈમારત રચાય છે. એ આર્થિક રચના જોડે જ સામાજિક જાગૃતિની ચોક્કસ કક્ષા બંધબેસતી થાય છે. સામાજિક, રાજકીય અને બૌદ્ધિક જીવનની પ્રક્રિયા સામાન્ય રીતે નક્કર જીવનની આ ઉત્પાદનપ્રથાને પરિણામે જ રચાય છે. માનવીની સભાનતા એના અસ્તિત્વની રચના નથી કરતી પણ માનવીનું સામાજિક અસ્તિત્વ જ એની સભાનતાને રચે છે. વિકાસની ચોક્કસ કક્ષાએ ઉત્પાદક બળો સમાજમાંના ઉત્પાદનના સંબંધો જોડે અથડામણમાં આવે છે, અથવા કાયદાની ભાષામાં કહીએ તો, ઉત્પાદક બળો મિલકતના સંબંધો જોડે અથડામણમાં આવે છે, પરિણામે ઉત્પાદક બળોનો વિકાસ કરનાર આ સંબંધો એને રૂંધનાર બેડી જેવા બની જાય છે. પછી સામાજિક ક્રાંતિનો તબક્કો શરૂ થાય છે. આર્થિક રચનાના પલટાની સાથે વધારે કે ઓછી ઝડપથી ઉપરની આખી ઈમારત પલટાય છે. પ્રાકૃતિક વિજ્ઞાનો જેટલી ચોક્કસાઈથી જે પરિવર્તનનું માપ નીકળી શકે એવી ઉત્પાદનની આર્થિક પરિસ્થિતિનું પરિવર્તન અને કાયદાનાં રાજકીય, ધાર્મિક, કલાત્મક અને તાત્ત્વિક એવાં સ્વરૂપો, જેને વિષે માનવીને ભાન થાય છે તેની વચ્ચે આપણે સ્પષ્ટ ભેદ પાડવો જોઈએ."

માર્ક્સવાદનું ત્રીજું મહત્ત્વનું અંગ એનો વર્ગવિગ્રહનો સિદ્ધાંત છે. ઈતિહાસના પદાર્થવાદી પૃથક્કરણના સિદ્ધાંતમાંથી જ ઊભો થતો આ એક ગૌણ સિદ્ધાંત છે, પણ સામાજિક પલટામાં એનો ભાગ એટલો મહત્ત્વનો છે કે એની જુદી ચર્ચા જરૂરી છે. "આજ પર્યંતની બધી જ તવારીખ વર્ગવિગ્રહની જ તવારીખ છે" એમ કમ્યુનિસ્ટ જાહેરનામામાં કહેવામાં આવ્યું છે. આ વર્ગવિગ્રહનું સ્વરૂપ આજ પર્યંત કોઈ પણ કાળે જેટલું સ્પષ્ટ ન હતું તેટલું આજે મૂડીદારી–

સામાજિક રચનામાં એ સ્પષ્ટ થયું છે. જ્યારથી માનવસમાજમ
વર્ગો ઉત્પન્ન થયા છે ત્યારથી એક વર્ગનાં અને બીજા વર્ગનાં હિત
વિરોધી રહ્યાં છે અને એમની વચ્ચે અથડામણ રહ્યા કરી છે. ગુલા
અને માલિક, ખેડૂત અને ઉમરાવ, વેપારી અને સરંજામી–રજવા
વર્ગ, મજૂર અને મૂડીદાર–આમ સદાયે એ વર્ગો વચ્ચેતી અથડામ
ચાલ્યા કરી છે અને સામાજિક પલટાઓ કરવામાં એ અથડામણોએ
મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

સમાજવાદી દૃષ્ટિએ આજની અર્થરચનાનું પૃથક્કરણ કાર
માર્ક્સે એના "કેપિટલ" નામના મહાગ્રંથમાં કર્યું છે. એ રચનામાંન
વિરોધો એ પૃથક્કરણ દ્વારા એણે ખુલ્લા પાડ્યા છે. મૂડીદારી–આર્થિ
રચના જ એવી છે, જે પોતાના દુશ્મનને ઊભો કરે છે અને અં
એ દુશ્મન મૂડીદારી પ્રથાનો મૃત્યુઘંટ બજાવે છે. મૂડીવાદી અથ
કારણની આ સમીક્ષામાં સૌથી મહત્ત્વને સ્થાને માર્ક્સનો મૂલ્યાંકનન
સિદ્ધાંત છે. પ્રત્યેક વસ્તુનું મૂલ્ય આજની સામાજિક રચનામાં કે
રીતે નક્કી થાય છે એ સવાલની ચર્ચા માર્ક્સે કરી છે. એ પ્રશ્ન
જુદા જુદા અર્થવૈજ્ઞાનિકો જુદી જુદી દૃષ્ટિએ જુએ છે. કોઈ કહે
કે મૂલ્ય વસ્તુના ઉત્પાદનમાં થતા ખર્ચા ઉપર આધાર રાખે છે, કે
કહે છે કે એ માગ અને ઉત્પાદનના પ્રમાણ ઉપર આધાર રાખે દ
કોઈ કહે છે કે વસ્તુની ઉપયોગિતાના પ્રમાણ ઉપર એનો આધ
છે. માર્ક્સ આ બધા સિદ્ધાંતનો અસ્વીકાર કરે છે અને કહે છે
વસ્તુનું મૂલ્ય એને ઉત્પન્ન કરવા માટે જરૂરી એવા સામાજિક મજૂરી
સમય ઉપર આધાર રાખે છે, અને મજૂરી કરવાની શક્તિ આજ
સામાજિક રચનામાં બીજી બધી ચીજ જેવી એક વેચાણની ચી
બની ગઈ છે એટલે એ શક્તિનું મૂલ્ય આપીને મૂડીદાર ઉત્પાદન
છે. એ શક્તિનું મૂલ્ય આપ્યા પછી એનો ઉપયોગ કરી જે ઉત્પાદ
થાય એનો માલિક મૂડીદાર બને છે. આ શક્તિ એક એવી વસ્તુ
જેનો ઉપયોગ કરવામાં આવે છે ત્યારે એ એના પોતાના મૂલ્ય કર

અનેકગણું ઉત્પાદન કરે છે અને એ રીતે આ ઉત્પાદન અને મજૂરી કરવાની શક્તિના મૂલ્ય વચ્ચે જે તફાવત રહે છે એમાંથી મૂડીદારના નફા, મૂડીનું વ્યાજ વગેરે અપાઈ શકે છે અને તેથી મૂડીદારી–સમાજ-રચના ટકી રહે છે અને વિકાસ પામે છે. સમાજવાદી દૃષ્ટિની અર્થ-કારણની ચર્ચા મૂડીવાદની ઉત્પાદક બળોનો વધારે વિકાસ સાધવાની નિષ્ફળતા અને સમાજવાદની આવશ્યકતા પુરવાર કરશે. તે ઉપરાંત, એ સમાજવાદની રચના કયે માર્ગે શકય બનશે એનો ખ્યાલ પણ આપશે. ઈતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ જેમ આપણને સામાજિક ગતિનો સિદ્ધાંત આપે છે તેમ અર્થકારણની આ મીમાંસા આપણને મૂડીવાદી–સામાજિક રચનાની ગતિનો સિદ્ધાંત બતાવે છે.

અને માકર્સવાદનું છેલ્લું મહત્ત્વનું અંગ છે એની રાજકારણ–મીમાંસા. એ અંગને છેલ્લું મૂકવામાં આવે છે તેથી એનું મહત્ત્વ ઓછું છે એમ માનવાને કારણ નથી. જર્મની વગેરે દેશોના કહેવાતા સમાજવાદી આગેવાનો આ એક અંગને ન સમજી શકયા અને પરિણામે ફાસિઝમની ભયંકર ભૂતાવળનો નાચ જગત ઉપર અસ્તિ-ત્વમાં આવ્યો. માકર્સવાદી રાજકારણનો મુખ્ય સિદ્ધાંત એવો છે કે રાજ્યસંસ્થા એ એક વર્ગે યોજેલું બીજા વર્ગ કે વર્ગોનું દમન કરવાનું યંત્ર છે. સમાજમાં જ્યાં સુધી વર્ગો છે ત્યાં સુધી એક અથવા બીજો વર્ગ સર્વ સત્તા પોતાને કબજે રાખશે. પ્રજાતંત્રનું સ્વરૂપ રાજ્યસંસ્થાને આપવામાં આવ્યું હોય તોપણ એ સાચું પ્રજાતંત્ર ન સંભવે. આજની સામાજિક રચના ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીના ધોરણ ઉપર રચાઈ છે, એટલે એમાંની રાજ્યસત્તા એ ઉત્પાદનનાં સાધનોના માલિક એવા મૂડીદાર વર્ગના હાથમાં જ રહે છે. રાજ્યસંસ્થાનું પૃથક્કરણ કરીને માકર્સવાદે આ સ્પષ્ટ બતાવ્યું છે, અને તેથી ઔદ્યોગિક કામદાર વર્ગની આગેવાની નીચે થયેલી ક્રાંતિ પછી એ વર્ગની સરમુખત્યારી સ્થાપવાની હિમાયત કરી છે. પોતાની સરમુખત્યારી દ્વારા જ્યારે એ વર્ગ સમાજવાદી સમાજરચનાની સ્થાપના કરે ત્યાર પછી આવી

સરમુખત્યારી જરૂરી ન રહે અને જ્યારે સંપૂર્ણ વિશ્વક્રાંતિ થઈ જાય અને જગત ઉપરથી મૂડીવાદનો વિનાશ થઈ જાય ત્યારે તો રાજ્ય-સંસ્થા પણ ન રહે, કારણ કે જ્યાં વર્ગો નથી ત્યાં એક વર્ગે બીજા વર્ગનું દમન કરવાનો સવાલ જ ઊભો થતો નથી, અને તેથી જે સંસ્થાનું કાર્ય જ આવું દમન કરવાનું છે એવી રાજ્યસંસ્થાનું અસ્તિત્વ જ રહેવાનું નથી. પછી તો સામાજિક ઉત્પાદન અને વહેંચણીની વ્યવસ્થા કરવાનું સહકારી ધોરણ ઉપર રચાયેલું વ્યવ-સ્થાતંત્ર જ જરૂરી રહેશે.

૪

# ઇતિહાસનું વૈજ્ઞાનિક પૃથક્કરણ

આપણે આજે જેવી સામાજિક રચનામાં જીવીએ છીએ એવી સામાજિક રચનાનું અસ્તિત્વ અનંતકાળથી તો નથી જ. ઉત્ક્રાંતિક્રમમાં જગત ઉપર જે પ્રથમ માનવીઓ ઉત્પન્ન થયા તેના જીવનમાં અને આજના સંસ્કૃત માનવીના જીવનમાં ઘણો મોટો તફાવત છે. આ બધો ફેરફાર કેવી રીતે અને કયાં કારણોને લીધે થયો છે એને વિષેનો કોઈ ચોક્કસ સિદ્ધાંત માર્ક્સ પહેલાં રચાયો ન હતો. ઇતિહાસનાં પુસ્તકો પહેલાં ન લખાતાં એમ નહિ, એમાં બનતા મહાન બનાવોનાં કારણો એમાં ન બતાવવામાં આવતાં એમ નહિ, પણ એ ઇતિહાસમાં જે કારણો બતાવવામાં આવતાં એ સાચી રીતે તો લક્ષણો જ હતાં. બનાવોની પાછળનાં સાચાં અને ઐતિહાસિક એવાં કારણો તો કોઈ જાણતું જ નહિ. મહાન વ્યક્તિઓની અસરને પરિણામે મહાન બનાવો બને છે અથવા તો રાષ્ટ્રની કે પ્રજાની સાહસિક વૃત્તિથી અમુક બનાવ બને છે એવી એવી માન્યતા એ કાળે હતી. આખાયે સામાજિક વિકાસક્રમને કોઈ સિદ્ધાંત દ્વારા સમ-

જાવવાને બદલે એક ઐતિહાસિક અકસ્માત તરીકે સમજાવવામાં આવતો. માર્ક્સે એ જ ઇતિહાસનો ઝીણવટથી અભ્યાસ કર્યો અને એમાં એના ઇતિહાસના પદાર્થવાદી પૃથક્કરણનો સિદ્ધાંત એણે રચ્યો. આપણે સામાજિક વિષયના ઇતિહાસનું વિહંગાવલોકન કરીને એમાંથી આ નિયમ શી રીતે નીકળે છે એ જોઈ જઈએ.

ઇતિહાસના ઉષાકાળ તરફ આપણે નજર માંડીએ છીએ તો આપણને એવો પ્રાથમિક સમાજ નજરે પડે છે, જેમાં સામાજિક વર્ગો ન હતા. માનવજાતના વિકાસના ક્રમમાં એક કાળે આ પ્રકારની વર્ગવિહીન સામાજિક રચનાનું અસ્તિત્વ હતું જ. જ્યારે માનવી શિકાર અને બાગાયતથી પોતાનો નિર્વાહ મેળવતો, જ્યારે તીર–કામઠાં અને કુહાડી એ ઉત્પાદનનાં પ્રાથમિક સાધન હતાં, ત્યારે આવી સામાજિક રચના હતી. ખેતરમાં થતી ખેતી અને ઢોરને પાળવાના વ્યવસાયની શોધ થઈ એ પહેલાં તરતના જ કાળમાં આ સ્થિતિ હતી. અમેરિકામાં યુરોપવાસી શ્વેત માનવીએ જ્યારે પગ મૂકયો ત્યારે ત્યાંની સામાજિક રચના એવી જ હતી. આવી જ સ્થિતિમાંથી હોમરના કાળના ગ્રીક લોક પસાર થયા હતા. આફ્રિકા અને દક્ષિણ પાસિફિકના કેટલાક પ્રદેશોમાં આજે પણ આવી જ સ્થિતિ છે.

આવી પરિસ્થિતિમાં જે સમાજની રચના થઈ હોય એ વર્ગ-વિહીન સમાજ જ હોવો જોઈએ, કારણ કે આવા સમાજમાં વિજય જો શકય હોય તોપણ વિજેતાને પરાજિત ઉપર કશો લાભ ન મળી શકે. સામાન્ય રીતે, આ કાળમાં માનવી પોતાની અને પોતા ઉપર આધાર રાખતા કુટુંબના જીવનની જરૂરિયાતોથી જરાયે વધારે ઉત્પત્તિ કરી શકતો નહિ એટલે એની પાસેથી લઈ શકાય એવો કોઈ વધારો રહેતો નહિ. એટલે એ વખતની પરિસ્થિતિમાં એક વર્ગ બીજા વર્ગને ગુલામીમાં રાખીને કશો લાભ ન ઉઠાવી શકે. આ સમયમાં આ કારણે ગુલામીનું અસ્તિત્વ પણ ન હોય.

એટલે આવા લોકોના સમાજનું નિયમન કરનાર સંસ્થા રાજ્ય-સંસ્થા ન બની શકે. એમને તો એમની ટોળીઓ હોય. એ ટોળીઓ પોતાના સરદારો નીમે, બધા જ અગત્યના પ્રશ્નોના નિર્ણય કરવા આખીયે ટોળીનાં પુખ્ત ઉંમરનાં સ્ત્રી–પુરુષો એકત્રિત મળે અને એ પોતાના નિર્ણયો પ્રજાતંત્રને ધોરણે લે. આ ટોળીઓની નિયામક સંસ્થાનું સ્વરૂપ જુદે જુદે સ્થળે અને જુદી જુદી કક્ષાએ જુદું જુદું રહ્યું છે, પણ આ પ્રકારનું સામાજિક સ્વરૂપ તો માનવસમાજના વિકાસમાં બધે જ આવ્યું છે.

આવા પ્રકારની સામાજિક રચના ધરાવનાર ટોળીને એક વર્ગ બીજા વર્ગ ઉપર આધિપત્ય ધરાવી શકે એવી યોજના કરવાની જરૂર જ ન હતી, કારણ કે એમની ટોળીમાં એવા વર્ગો જ ન હતા. એમની રચના તો જાતીયતાના ધોરણ ઉપર હતી. એમની વ્યવસ્થા કુટુંબો અને કુટુંબ–સમૂહોના ધોરણે થતી હતી. પણ આ પ્રાથમિક સમાજના કુટુંબના સ્વરૂપમાં અને આજના કુટુંબના સ્વરૂપમાં ખૂબ ભેદ હતો.

આખી ટોળી એ ખૂબ મોટું એવું એક કુટુંબ જ હતું, પણ એ કુટુંબ આજના કુટુંબથી એક મૂળભૂત દૃષ્ટિએ જુદું પડતું હતું. આજે આપણે કુટુંબને પિતા–પુત્રના રૂપે જોઈએ છીએ. એ કાળમાં માતાના વારસાના ધોરણે કુટુંબ રચાતાં. વારસો માત્ર માતા મારફતે જ ઊતરે છે એવી એ કાળની માન્યતાને પરિણામે આવી પરિસ્થિતિ હતી. એટલે એ કાળમાં લોકો એમ માનતા કે માતાની બેનનો છોકરો એ નિકટનો સંબંધી ગણાય પણ પોતાનો જ પિતા કશો સંબંધી ન ગણાય. આવી માન્યતાનું કારણ એ હતું કે પ્રત્યેક માણસનો પિતા કોણ છે એ જાણવાનો એ કાળે કશો માર્ગ ન હતો, કારણ કે એક જ પતિ–પત્ની–લગ્નની પ્રથા એ કાળે અસ્તિત્વમાં આવી જ ન હતી. એટલે આરંભમાં માતાઓના સમૂહમાંથી જ પ્રાથમિક

સામાજિક ઘટક રચાતું હશે. એવું કોઈ કોઈ વાર બને ખરું કે આ બધી માતાઓ એક બળવાન પુરુષની પત્નીઓ બની રહે, પણ એવા પુરુષને યુદ્ધ, શિકાર અને પોતાના પુત્રોના બંડનો સદાય ભય રહે. કેટલાક સમાજશાસ્ત્રનિષ્ણાતોની એવી પણ માન્યતા છે કે એક કાળે સમૂહલગ્નની પ્રથા હશે. આવી પરિસ્થિતિમાં એક ટોળીમાંની બધી સ્ત્રીઓ બીજી ટોળીમાંના બધા પુરુષોની કાયદેસરની પત્નીઓ ગણાતી.

ગમે તેમ હો, પણ પ્રાચીનકાળની આવી સામાજિક રચનામાં પિતાને ઓળખવાનું કાર્ય એટલું મુશ્કેલ હતું કે પિતા અને બાળકોનો સંબંધ લોહીનો સંબંધ ન ગણાતો એટલે માતાના સંબંધે સંબંધી એવાં કુટુંબોની જ ટોળી બનતી.

આવી ટોળીઓના વિકાસની એક કક્ષાએ એક જ કુટુંબનાં સ્ત્રી-પુરુષો વચ્ચે જાતીય સંબંધની મના કરતો કડક નિયમ અસ્તિત્વમાં આવ્યો હતો અને એ નિયમ પિતૃસત્તાક કુટુંબની રચના થવા લાગી તે પછી પણ અસ્તિત્વમાં હતો. ટોળીના સામાજિક જીવનમાં થયેલા ફેરફારનું એક પરિણામ જ પિતૃસત્તાક કુટુંબ હતું. કુટુંબજીવનમાં મિલકતનું મહત્ત્વ એ કાળે વધ્યું હતું. અલંકારો એ કાળે ઘડાવા લાગ્યા હતા. માતૃસત્તાક કુટુંબસમૂહની સાથે સાથે એક પિતા, એક માતા અને તેનાં બાળકો સાથે રહેતાં હોય એવાં સ્વતંત્ર કુટુંબો રચાવા લાગ્યાં. આવા આર્થિક પલટાની સાથે વ્યક્તિગત સ્ત્રી-પુરુષના જાતીય સંબંધો વધારે સ્થિર બનવા લાગ્યા અને પિતૃસત્તાક કુટુંબની રચનાએ આર્થિક રચનાના વિકાસને વેગ આપ્યો. પણ આ બધા સમય દરમિયાન જૂના કુટુંબસમૂહોનું અસ્તિત્વ તો ટકી જ રહ્યું, પણ કુટુંબસમૂહો વચ્ચે જે લોહીનો સંબંધ હતો એ ભુલાઈ ગયો.

એ સંબંધને લઈને આવા કુટુંબસમૂહનાં બધાં સંતાન પોતાને એક દૈવી પિતાની પ્રજા તરીકે ગણતાં અને આ માન્યતાને પરિણામે જ એ એકબીજા તરફ પ્રેમભાવથી વર્તતાં. લોહીનો જૂનો સંબંધ ભુલાઈ

ગયો હતો તોયે જૂની રૂઢિઓ ટકી રહી હતી. લગ્નનું જૂનું નિયમન પણ આ કાળમાં ટકી રહ્યું હતું.

આ પ્રાથમિક સમાજને આજના જેવાં વિકાસ પામેલાં સાધનો ન હતાં. પ્રાકૃતિક બળોનો એને સદાયે ભય હતો, અને છતાંયે એમનાં જીવન સુખી તો હતાં જ. આજની સામાજિક રચનાનું સૌથી વધારે દમનકારક અંગ-વર્ગભેદ-એ કાળે અસ્તિત્વમાં ન હતું. એમને લશ્કર રાખવાં પડતાં નહિ. એમને કારાગૃહો રાખવાં પડતાં નહિ એમને કાયદાની અદાલતો રાખવી પડતી નહિ. આવા આ પ્રાથમિક સમાજનું જીવન આજના સમાજના મોટા સમૂહના જીવન કરતાં તો ક્યાંયે વધારે સુખી હતું.

આવી સામાજિક રચનાનો વિનાશ શો રીતે થયો હશે? ઉત્પાદનનાં જે નવાં સાધનો ઉત્પન્ન થયાં એને પરિણામે ખાનગી મિલકતની સંસ્થા ઊભી થઈ અને એ સંસ્થા જોડે સમાજમાં વર્ગો ઊભા થયા.

ખેતીનો વિકાસ અને હળનો ઉપયોગ, ઢોરને પાળવાની પદ્ધતિની શોધ, વ્યવહારનાં નવાં સાધનોની શોધ અને વસ્તુઓના વિનિમયને સરળ બનાવનારાં નાણાંની યોજના-આ બધાં કારણોને પરિણામે સામાજિક રચના પલટાઈ ગઈ.

પ્રાથમિક સમાજની શિકાર અને બાગાયતની પદ્ધતિઓમાં ખાનગી મિલકતનું પ્રમાણ એટલું નાનું હતું કે એની અસર મહત્ત્વની ન હતી. એ શિકાર માટે જરૂરી એવાં તીર-કામઠાં અને બાગાયત માટે જરૂરી એવાં સાધનોનું મહત્ત્વ એટલું મોટું ન હતું, જેના માલિકી-હક્ક વિષે વાંધા ઊભા થાય; પણ જ્યારે નવી ઉત્પાદન-પદ્ધતિઓ અને એ પદ્ધતિઓને જરૂરી સાધનો ઊભાં થવા માંડયાં ત્યારે એની માલિકીના પ્રશ્નો ઊભા થવા માંડ્યા. લોખંડની તલવાર, મુસાફરી કરતું વહાણ, ઢોરનાં ધણ, લાકડાનાં હળ, ફળદ્રુપ ખેતર—આ બધાંની માલિકી

આકર્ષક લાગવા માંડી. જે કુટુંબ પાસે આવાં સાધનો હોય તે પ્રકૃતિનાં બળોમાં સદાના ભયથી મુક્ત રહી શકે એવી શક્યતા હતી.

આ રીતે જ્યારે આકર્ષક વસ્તુઓ બનવા લાગી ત્યારે સૌને એ મેળવવાની ઇચ્છા જાગી. પોતે જે બનાવી શકતા હોય એના બદલામાં બીજાએ બનાવેલી વસ્તુ મેળવવાની ઇચ્છા થવા લાગી. આવી ઇચ્છામાંથી અદલાબદલાની અને વેપારની શરૂઆત થઈ. એક ટોળી અને બીજી ટોળી વચ્ચે આ રીતનો વેપાર શરૂ થયો. પછી આવો વેપાર નગર–રાજ્યો અને પ્રાથમિક સ્થિતિની ટોળીઓ વચ્ચે થવા લાગ્યો. આને પરિણામે પ્રાથમિક સ્થિતિની ટોળીઓનું સ્વરૂપ પલટાવા લાગ્યું. એશિયાનાં નગર–રાજ્યોનો વેપાર ગ્રીસની પ્રાથમિક ટોળીઓ સાથે થવા લાગ્યો અને પરિણામે ગ્રીસની જૂની સામાજિક રચના જુદી પડી અને જગતને સોક્રેટીસ, પ્લેટો અને એરિસ્ટોટલ અને ગુલામીની પ્રથાની ભેટ મળી.

પ્રાથમિક સ્થિતિમાંથી નગર–રાજ્યોની રચના થવાની ક્રિયાને એંગલ્સે, ગ્રીક નગર – રાજ્યોનાં દૃષ્ટાંત લઈને, એના "કુટુંબ, ખાનગી મિલકત અને રાજ્યસંસ્થાનો આરંભ" નામના પુસ્તકમાં નીચેના શબ્દોમાં રજૂ કરી છે :

"વીરયુગની ગ્રીસની સામાજિક રચનામાં આપણે પ્રાચીન પ્રાથમિક સામાજિક રચના સંપૂર્ણ જીવંત એવા સ્વરૂપમાં જોઈએ છીએ, પણ સાથોસાથ જ એ રચનાને તોડનારાં પરિબળો પણ જોઈએ છીએ. પિતૃસત્તાક કુટુંબ રચાઈ ગયું છે અને પિતાની મિલકત પુત્રને વારસામાં મળે એ પ્રથા પણ અસ્તિત્વમાં આવી ગઈ છે. આ રીતે કુટુંબની સંપત્તિ વધે એવી અને પરિણામે કુટુંબ ટોળીથી સ્વતંત્ર બને એવી પરિસ્થિતિ રચાવા માંડી છે. સંપત્તિ–ભેદમાંથી વારસાગત એવી ઉમરાવ-સંસ્થા અને રાજ્યસંસ્થાનું અસ્તિત્વ ઊભું થયું છે, યુદ્ધમાં પરાજય પામનારને ગુલામો બનાવવાની પ્રથા શરૂ થઈ છે

અને એ પ્રથા ધીમે ધીમે પોતાની ટોળીઓના લોકને પણ ગુલામ બનાવવાની શક્યતા ઊભી કરે છે. જૂના કૌટુંબિક કલેશનું સ્થાન હવે વ્યવસ્થિત લૂંટ દ્વારા મિલકત, ઢોર ઢાંખર અને ગુલામી મેળવવાની પ્રથાએ લીધું છે. સંક્ષેપમાં, ધનને સૌથી મહત્ત્વની સંપત્તિ લેખવામાં આવે છે અને એ સંપત્તિની લૂંટને ન્યાયી ઠરાવવા માટે જૂની સામાજિક રૂઢિઓની ટીકા થાય છે. એક જ વસ્તુની માત્ર ખોડ છે, એ ખોડ છે એક એવી સંસ્થાની, જે ટોળીની સમાનતાવાદી માન્યતા સામે વ્યક્તિની અથવા કુટુંબની ખાનગી મિલકતનું રક્ષણ કરે. જે ખાનગી મિલકત આગળ ઘૃણાજનક મનાતી હતી તેને પવિત્ર જાહેર કરીને માનવસમાજનું રક્ષણ તેને જે અપાવે, ક્રમે ક્રમે મિલકત-પ્રાપ્તિના જે નવા માર્ગ ઊભા થતા જતા હતા તેને જે વાજબી ઠરાવે; એવી એક સંસ્થાની ખોડ હતી, જે નવા ઊભા થતા વર્ગભેદને ન્યાયી ઠેરવે, એટલું જ નહિ, પણ જે માલિક વર્ગના મિસ્કીન વર્ગનું શોષણ અને શાસન કરવાના હક્કની સ્થાપના કરે

આ સંસ્થાની શોધ આખરે થઈ. રાજસંસ્થાનો ઊગમ થયો."

પણ સવાલ તો એ ઊભો થાય છે કે જૂની રચનાનો શી રીતે અંત આવ્યો અને નવી રચનાનો ઉદ્‌ભવ શી રીતે થયો? આ સવાલનો જવાબ આપવા માટે આપણે પ્રાથમિક સમાજ અને નવી રાજ્યસંસ્થા વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે સમજવો જોઈએ. પ્રાથમિક સામાજિક રચના જાતીયતાના ધોરણ ઉપર રચાઈ હતી, માતાના વારસામાં ઊતરતા કુટુંબને ધોરણે એ રચાઈ હતી, ત્યારે નવી રાજ્યસંસ્થા આર્થિક ધોરણે રચાઈ હતી – માલિકોની મિલકતના પ્રમાણને અનુસરીને અથવા તો ધંધાના સ્વરૂપને આધારે એ સમાજમાં વર્ગોની રચના થતી. નિરંતર વધતા જતા મિલકતના આ વર્ગીકરણને સ્થિર બનાવવા માટે તો નવી રાજ્યસંસ્થાની જરૂર ઊભી થઈ હતી. માનવીની મિલકત અને તેનો વ્યવસાય એ જ તેની સૌથી વધારે મહત્ત્વની હકીકત બની ગઈ હતી. માનવી આ કુટુંબનો છે કે તે

કુટુંબનો છે એ જાણવાની જરૂર કરતાં વધારે મોટી જરૂર એની આર્થિક હાલતનું જ્ઞાન હતું. જુદાં જુદાં કુટુંબના શ્રીમંતોને એમ લાગવા માંડયું હતું કે એમને પોતાની ટોળીની બીજી વ્યક્તિની જોડે હિતોનું જે સામ્ય હતું તેનાથી વધારે બીજા શ્રીમંતો જોડે વધારે એવું સામ્યું હતું. ખલાસીઓને વધારે વ્યવહાર ખલાસીઓ જોડે થતો, સુથારને વધારે વ્યવહાર સુથાર જોડે થતો, કડિયાને કડિયા જોડે થતો, ખેડૂતને ખેડૂત જોડે થતો—નહિ કે એક ટોળીના માણસને એ ટોળીના માણસ જોડે જ.

ટોળીની રચના એવા સમાજને જ અનુકૂળ હતી, જેમાં સૌ વ્યકિતની સ્થિતિ લગભગ સમાન હોય, એટલું જ નહિ, પણ જેમાં સૌ વ્યકિતના વ્યવસાય પણ લગભગ સમાન હોય. એ રચના એવા રિવાજોને જ અનુકૂળ હતી, જેમાં શ્રમ-વિભાગનું તત્ત્વ મોટા પ્રમાણમાં વિકાસ ન પામ્યું હોય કારણ કે શ્રમ-વિભાગનો વિકાસ એની જોડે વેપારને લાવે છે અને એ વેપાર જૂની સામાજિક રચનાનો વિનાશ કરે છે.

ગ્રીસમાં વેપારની અસરને પરિણામે જૂની સામાજિક રચના શી રીતે તૂટી પડી એની વિગતો આપણી પાસે છે. વેપારના વિકાસને પરિણામે લોકોનાં ટોળાં વેપારના કેંદ્ર એવા એથેન્સ તરફ જવા લાગ્યાં. જુદી જુદી ટોળીની વ્યકિતઓ જોડેનો સંસર્ગ વધવા લાગ્યો અને એમને એકબીજાથી જુદા પાડી શકાય એવી સ્થિતિ ન રહી. અત્યાર સુધી તો એક ટોળીના માણસો એક જ પ્રદેશમાં વસતા હતા. વળી, એક ગ્રીસના પ્રદેશની જ જુદી જુદી ટોળીના માણસો એથેન્સ તરફ આકર્ષાય, એટલું જ નહિ, પણ વિદેશી અને અજાણ્યા માણસો પણ એથેન્સના વેપારથી આકર્ષાઈને ત્યાં ખેંચાઈ આવ્યા. એ તો કોઈ ટોળીના સભ્ય ન હતા. ત્યારે એમનું શું કરવું? સમાજમાં એ ક્યાંયે બંધબેસતા થઈ શકતા ન હતા.

અને પછી ઊભી થઈ ગુલામીની પ્રથા. ઉત્પાદનનાં સુધરેલાં સાધનોને પરિણામે પોતાને માટે કામ કરે એવા ગુલામને રાખવાથી લાભ મળતો હતો. યુદ્ધમાં પકડાયેલા કેદીઓનો આરંભમાં આ રીતે ઉપયોગ થતો. ગુલામ પોતાના જીવનની જરૂરિયાતોથી વધારે ઉત્પન્ન કરી શકતો અને આ વધારાનું ઉત્પાદન તેનો માલિક પોતાના ઉપયોગ માટે લઈ શકતો. આમ કોઈ પણ ટોળીમાં જેનો સમાવેશ ન થઈ શકે એવા ગુલામો સમાજમાં આવવા માંડ્યા. એમની વ્યવસ્થા શી રીતે કરવી? પ્રાથમિક સમાજને પોલીસ કે ખડી સેનાની જરૂર ન હતી, એટલે તો એવી માન્યતાનો સ્વીકાર હતો કે પ્રત્યેક નાગરિક સ્વતંત્ર છે અને એ યોદ્ધો પણ છે. કાયદો અને વ્યવસ્થા આપમેળે જ સમજાતાં કારણ કે આખાયે સમાજને સરખી રીતે અસર કરનારાં એવાં એ કાયદો અને વ્યવસ્થા હતાં. પણ ગુલામીની સંસ્થાના ઉદ્ભવના પરિણામે આ સ્થિતિ પલટાઈ ગઈ. એક એવો વર્ગ અસ્તિત્વમાં આવ્યો હતો, જેને દબાવવાની જરૂર પડે એવો બીજો વર્ગ પણ સમાજ સામે આવ્યો. આપણે આગળ બતાવ્યો એવો સાધનોનો અને આર્થિક વિકાસ થયો તેની સાથે સાથે જ ગરીબ અને તવંગર, જમીનદાર અને કિસાન, લેણદાર અને દેણદાર – આવા વર્ગભેદ ઊભા થવા લાગ્યા. ખાનગી મિલકતના સામાન્ય વિકાસ જોડે જમીનની ખાનગી માલિકીનો વિશિષ્ટ વિકાસ થવા લાગ્યો. ખેતીની જે નવી પદ્ધતિ અસ્તિત્વમાં આવી હતી એ જૂની સામાજિક રચના જોડે બંધબેસતી થતી ન હતી. જૂની પ્રથામાં તો જમીનના જુદા જુદા ટુકડા થોડા થોડા સમય માટે જુદી જુદી વ્યક્તિઓને સોંપવામાં આવતા હતા. ખેતીની વધારે વિકસિત પદ્ધતિ અસ્તિત્વમાં આવી તેને પરિણામે વ્યક્તિની "સ્વતંત્ર" અને કાયમી માલિકીની જમીનની પ્રથા ઊભી થઈ.

આ પ્રથા "સ્વતંત્ર" અને કાયમી માલિકીની છે એમ એ જમીન ખેડતા ખેડૂતને લાગતું હતું. પણ પરિણામમાં તો એ માલિકી ખાનગી ન ઠરી. આ નવા ખેડૂતો નવી અને સુધરેલી પદ્ધતિથી જ

ખેતી કરતા હતા, એટલું જ નહિ, એ પોતાની જરૂરિયાતો માટે ખેતી કરવા ઉપરાંત બજાર માટે પણ ખેતી કરવા લાગ્યા. નગરોમાં જે માલ ગુલામો દ્વારા ઉત્પન્ન થતો હતો તેના બદલામાં પોતાનો માલ આપવા માટે પણ એ ખેતી કરતા હતા. એટલે ઉત્પાદનનાં સાધનોમાં થયેલા પલટાની સાથોસાથ આર્થિક રચનામાં પણ પલટો આવ્યો.

આમ ગ્રીસના ખેડૂતો, બીજા ખેડૂતોની જેમ, વેપાર કરવા લાગ્યા. એમાં કેટલાકને મોટી સફળતા મળી જ્યારે બીજાઓને નિષ્ફળતા મળી. જેમને નિષ્ફળતા મળતી હતી તે દેવાના બોજા નીચે દબાવા લાગ્યા, પરિણામે એમની જમીન શહેરના શાહુકારોને ત્યાં ગીરવી મુકાવા માંડી. ધીમે ધીમે તો માત્ર ખેડૂતની જમીનો જ નહિ પણ ખેડૂતો પોતે અને તેમનાં કુટુંબો પણ દેવા ભરવા માટે વેચાવા માંડ્યાં.

આવાં આર્થિક અને સામાજિક પરિબળોના પરિણામમાંથી માનવીઓને બચાવવા માટે જૂનો પ્રાથમિક સમાનતાવાદી સમાજ કશું કરી શકે એમ ન હતો. ગરીબ અને તવંગરના, માલિક અને ગુલામના ભેદ સ્વીકારનારી અને એમની વચ્ચેના વિરોધોનું નિયમન કરનારી સામાજિક સંસ્થા આવશ્યક હતી. આવું કાર્ય માત્ર રાજ્યસંસ્થા કરી શકે એમ હતી એટલે તેનો જન્મ થયો. હવે ક્રમે ક્રમે ટોળીની પંચાયતના હાથમાંથી સત્તા લઈ લેવામાં આવી અને એ સત્તા એક "રાષ્ટ્રીય" ધારામંડળના હાથમાં મૂકવામાં આવી.

એથેન્સની રાજ્યસંસ્થાની સ્થાપના સોલોનના રાજ્યબંધારણથી થાય છે. મિલકતના પ્રમાણમાં સોલોને પ્રજાના ચાર વર્ગો પાડ્યા હતા એ સ્પષ્ટ બતાવે છે કે વર્ગવિભક્ત સામાજિક રચનાનો આરંભ એ કાળે થયો હશે.

પ્રાથમિક સામાજિક રચનામાં માનવીને માંડમાંડ જીવનનિર્વાહ જેટલું મળી શકતું, પણ જો કોઈ કુદરતનો કોપ વચ્ચે ન આવી પડે

તો. એમાં એનો એ જીવનનિર્વાહ સલામત હતો. માનવી એ કાળે કુદરત ઉપર આધિપત્ય ધરાવતો ન હતો, પણ એની એ સરળ આર્થિક રચના અવ્યવસ્થિત થઈ જવાનો ક્યાંયે ભય ન હતો. જો પોતે મહેનત કરે, માછલાં પકડે, શિકાર કરે, ખોદે અને જો કુદરત દુષ્કાળ કે તોફાન દ્વારા એને મુશ્કેલીમાં ન મૂકે તો પ્રત્યેક માણસને અને એના ઉપર આધાર રાખનારને રોટલો મળ્યા વિના ન રહે એટલી તો એમાં ખાતરી હતી જ.

અને આ પ્રકારની ખાતરી એ પછી માણસને કોઈ કાળે નથી રહી. ખાનગી મિલકતનો આરંભ, શ્રમ-વિભાગ, વેપાર, વર્ગરચના અને રાજ્યસંસ્થાએ આ ખાતરી સમાજ પાસેથી છીનવી લીધી છે કારણ કે આ બધી સંસ્થાઓએ એક એવી અર્થરચના ઊભી કરી છે, જે આપણા કાબૂમાંથી છટકી જાય છે અને આપણો વિનાશ કરે છે. ઉત્પાદનની પ્રક્રિયા અને ઉત્પન્ન થયેલી વસ્તુ ઉપરનો માનવીનો કાબૂ ચાલ્યો ગયો છે. આ બધી મુશ્કેલીનું કારણ એ છે કે શ્રમ-વિભાગના લાભ મેળવવા માટે માનવીએ પોતાના નિર્વાહ માટે નહિ પણ બજારમાં વિનિમય કરવા માટે ઉત્પાદન કરવાનું રહે છે, અને જ્યારે માનવી પોતાના ઉત્પાદનને બજારમાં મૂકે છે ત્યારે એ એક ભયંકર અને તોફાની મહાસાગરમાં આવી પડે છે. પરિણામ એ આવ્યું છે કે આપણી નિત્ય સુધરતી જતી ઉત્પાદનપદ્ધતિએ જ્યારે આપણને સંસ્કૃતિ આપી છે ત્યારે એણે સલામતીનો અભાવ, ગુલામી અને ગરીબીનું પણ માનવજાતના ઘણા મોટા ભાગ માટે સર્જન કર્યું છે.

સામાજિક વિકાસ કેવી રીતે થયો છે તેની આટલી આછી રૂપરેખા આપ્યા પછી હવે આપણે ઇતિહાસના પદાર્થવાદી પૃથક્કરણના સિદ્ધાંતની રજૂઆત કરીએ. ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ કહે છે કે ઉત્પાદનનાં સાધનો, આર્થિક રચના, સામાજિક રચના, રાજકીય રચના વગેરે એકબીજા જોડે સંકળાયેલાં છે. જે સામાજિક રચનાઓમાં

આપણા પૂર્વજો વસ્યા છે એની ચડ-ઊતર એ આપણને સમજાવે છે.

ઇતિહાસના મૂલ્યાંકનના બીજા બધા સિદ્ધાંતથી ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ સંપૂર્ણ રીતે જુદું પડે છે. એ પ્રગતિકારક પગલું છે અને જાણ્યેઅજાણ્યે ઘણા લોકો એ સિદ્ધાંતનો સ્વીકાર કરતા થઈ ગયા છે એ એક શુભ ચિહ્ન છે. મજૂર વર્ગના ઉદ્‌ભવ અને વિકાસ વિષે આ પુસ્તકમાં અન્યત્ર જે કહેવામાં આવ્યું છે તે ઇતિહાસના પદાર્થવાદી પૃથક્કરણનું જ એક દૃષ્ટાંત છે. વ્યવહારનાં અને ઉત્પાદનનાં નવાં સાધનો અને બીજાઓને માટે કામ કરી રોજી રળનાર મજૂર વર્ગનો ઉદ્‌ભવ એ બંને વચ્ચેના સંબંધની આપણે ત્યાં ચર્ચા કરી છે. મૂડીદાર અને મજૂર વર્ગનો ઉદ્‌ભવ, ઉત્પન્ન થતા માલનો જગતભરમાં વિસ્તરતો વિનિમય, ઉત્પાદનની પ્રથામાં થયેલા સુધારા અને શોધ, જમીન ઉપરથી ખેડૂતોને મળતી બરતરફી, જગતભરમાં થતી ધાર્મિક ક્રાંતિઓ, એકહથ્થુ રાજ્યસત્તામાંથી પ્રજાતંત્રોની સ્થાપના—આ બધા પલટાઓ છેલ્લાં ચારથી પાંચ શતક દરમિયાન એક સાથે જ થતા રહ્યા છે. ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ સૌથી પ્રથમ એમ કહે છે કે આ બધી હકીકતો એક સાથે થઈ એ માત્ર અકસ્માત નથી—એ બધી વસ્તુઓ વચ્ચે અનિવાર્ય આંતરિક સંબંધ છે.

જે ઇતિહાસકારો આ પૃથક્કરણનો સ્વીકાર કરતા નથી એમની દૃષ્ટિએ આ હકીકતો વચ્ચે કોઈ પણ પ્રકારનો આંતરિક સંબંધ નથી, આ બધો વિકાસ એક જ સાથે થવા લાગ્યો તે એમની દૃષ્ટિએ તો માત્ર અકસ્માત જ છે. એમની માન્યતાનો તો એ અર્થ થયો કે મૂડીદાર અને મજૂર એવા બે વર્ગોના ઉદ્‌ભવને અને ઔદ્યોગિક ક્રાંતિને કશો જ સંબંધ નથી. એમની આ માન્યતાનો તો એ અર્થ થયો કે છેલ્લાં ચાર શતકમાં થયેલી રાજ્યક્રાંતિઓને અને સામાજિક વિકાસને કશો જ સંબંધ નથી.

ઇતિહાસના પદાર્થવાદી પૃથક્કરણની મુખ્ય શોધ એ છે કે તે આ બનાવો વચ્ચે આંતરિક સંબંધ છે એમ બતાવે છે. એનું એમ કહેવાનું નથી, એક બનાવ જ બીજા બનાવને ઉત્પન્ન કરે છે, પણ એનું એમ કહેવાનું તો અવશ્ય અને ભારપૂર્વક છે કે આ બનાવોમાંનો એક બને અને બીજા ન બને એ શક્ય નથી. એ એકબીજા જોડે સંકળાયેલા અને એકબીજા ઉપર અસર કરનારા બનાવો છે. આર્થિક બનાવને માર્ક્સવાદીઓ મહત્ત્વ આપે છે એ વાત સાચી છે, પણ એ સામાજિક રચનાને ગતિ આપનાર બળ છે એટલું જ એમનું કહેવાનું છે. એક વખત એ બળને પરિણામે સમાજ ગતિમાન થાય છે, પછી જે બળો ઉત્પન્ન થાય છે એ સામાજિક રચના ઉપર અને તેના વિકાસ ઉપર અસર નથી કરતાં એવું તેમનું કહેવાનું નથી. એંગલ્સે આ વાત સ્પષ્ટ શબ્દોમાં રજૂ કરી છે. એ કહે છે કે, " ઇતિહાસનું નિયામક બળ અંતિમ દૃષ્ટિએ વાસ્તવિક જીવનમાંનાં ઉત્પાદન અને પુનરુત્પાદન છે. આથી વધારે માર્ક્સે કે મેં કશું જ કહ્યું નથી. એટલે જો આના ઉપર એવું વિધાન કરે કે આર્થિક બળ એ જ ઇતિહાસનું एक मात्र નિયામક બળ છે તો તે અમારા વક્તવ્યને અર્થહીન અને અસત્ય બનાવી મૂકે છે."

સમાજનું જેવું અસ્તિત્વ છે, સમાજના વાસ્તવિક જીવનની જેવી પરિસ્થિતિ છે, તેવા જ ખ્યાલો, સિદ્ધાંતો, રાજકીય માન્યતાઓ અને રાજકીય સંસ્થાઓ એ સમાજમાં હોવાનાં.

આ વસ્તુને સ્પષ્ટ રીતે રજૂ કરતાં માર્ક્સ કહે છે: "માનવીની સભાનતાને પરિણામે સામાજિક અસ્તિત્વનું ઘડતર નથી થતું પણ એ સામાજિક અસ્તિત્વ જ એની સભાનતાનું નિયામક બળ છે." એટલે પોતાના નિર્ણયોમાં ભૂલ ન થાય એટલા માટે સમાજનું નૂતન ઘડતર કરવા માગતા સાચા વૈજ્ઞાનિક એવા સમાજવાદી પક્ષે પોતાની નીતિ માનવીઓની શુભેચ્છાઓના ધોરણ ઉપર ન રચવી

જોઈએ પણ એમણે એ નીતિ સમાજની વાસ્તવિક પરિસ્થિતિને અનુસરીને ઘડવી જોઈએ.

સામાજિક વિચારો અને સિદ્ધાંતોના ભિન્ન ભિન્ન પ્રકાર છે. એવા જૂના વિચારો અને સિદ્ધાંતો છે, જે નવી પરિસ્થિતિ જોડે બંધબેસતા થતા નથી અને પ્રગતિ-વિરોધી વર્ગોનાં હિતોનું એ પ્રતિનિધિત્વ ધરાવે છે. એમની અસર તો એ છે કે એ સમાજના વિકાસને રૂંધે છે. બીજા વિચારો અને સિદ્ધાંતો સમાજના પ્રગતિમાન વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવે છે. એમની અસર એ છે કે એ સમાજની પ્રગતિને વેગ આપે છે. સમાજના વાસ્તવિક જીવનના વિકાસને એ જેટલા વધારે પ્રમાણમાં સહાયરૂપ બને એટલી એની અસર વધારે છે.

સામાજિક વિચારો અને સિદ્ધાંતોનો વિકાસ ત્યારે જ થાય છે જ્યારે સમાજે પોતાના વાસ્તવિક જીવનના વિકાસનું કાર્ય હાથ ધર્યું હોય. સમાજના વાસ્તવિક જીવનના વિકાસને પરિણામે જે સરળ બનાવે છે એ વિચારો સમાજની પ્રગતિને સરળ બનાવે છે. નવા વિચારો, નવા સિદ્ધાંતો, નવા રાજકીય ખ્યાલો અને નવી રાજકીય સંસ્થાઓનું મહત્ત્વ આ દૃષ્ટિએ જ ઘણું મોટું છે. નવા વિચારો સમાજની પ્રગતિને આવશ્યક છે એટલે જ ઉત્પન્ન થાય છે. સમાજના વાસ્તવિક જીવનના વિકાસને પરિણામે જે કાર્યો મહત્ત્વનાં બને છે તેમાંથી નવા વિચારો ઉદ્ભવે છે. એ વિચારો આમજનતામાં પ્રવેશે છે અને પ્રગતિ-વિરોધી એવા ખ્યાલો જોડે એ અથડામણમાં આવે છે અને એ અને સમાજના વાસ્તવિક જીવનના વિકાસને નડતાં પ્રગતિ-વિરોધી બળોનો વિનાશ એ સરળ બનાવે છે.

આ પ્રશ્નપરત્વે માર્ક્સે કહ્યું છે: "આમજનતામાં બરાબર પ્રવેશ પામે છે કે તરત જ સિદ્ધાંતો એક મહત્ત્વનું વાસ્તવિક બળ છે." એટલે, સમાજના વાસ્તવિક જીવનનો વિકાસ સાધવા માગનારા સમાજવાદીઓએ એવા સિદ્ધાંતનો સ્વીકાર કરવો જોઈએ, જે આ

કાર્ય સાધી શકે. એ સિદ્ધાંત એવો હોવો જોઈએ, જે સમાજના મોટા વર્ગોને ગતિમાન કરે.

સામાજિક અસ્તિત્વ અને સામાજિક ખ્યાલો વચ્ચેના સંબંધને ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ આ રીતે નીરખે છે:

સમાજના વિચારો, ખ્યાલો, રાજકીય સંસ્થાઓ વગેરેનું નિયમન કરનાર એવી "સમાજના વાસ્તવિક જીવનની પરિસ્થિતિ" છે એમ આપણે કહીએ છીએ ત્યારે એ પરિસ્થિતિ એટલે શું એ આપણે સમજવાનું રહે છે. એ પરિસ્થિતિનાં વિશિષ્ટ લક્ષણો શું છે?

"સમાજના વાસ્તવિક જીવનની પરિસ્થિતિ"માં એ સમાજની ભૌગોલિક પરિસ્થિતિનો સમાવેશ થાય છે એ નિઃશંક છે. ફળદ્રુપ જમીનવાળા પ્રદેશમાંના અને રણ જેવા પ્રદેશમાંના સમાજ વચ્ચે ભેદ પડવાનો જ. પણ સવાલ એ ઊભો થાય છે કે સામાજિક વિકાસક્રમ ઉપર – એક પ્રકારની સામાજિક રચનામાંથી બીજા પ્રકારની સામાજિક રચના રચવાની ક્રિયા થાય તેના ઉપર – આ ભૌગોલિક પરિસ્થિતિ મુખ્ય અસર કરે છે? ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ આ સવાલનો જવાબ નકારમાં આપે છે. ભૌગોલિક પરિસ્થિતિ આવા વિકાસ ઉપર અસર કરે છે ખરી, પણ એ અસર નિર્ણાયક અસર તો નથી. ભૌગોલિક પરિસ્થિતિમાં તો પલટો ખૂબ ધીમી ગતિએ થાય છે ત્યારે સામાજિક પલટા તો એના કરતાં ઘણા મોટા વેગથી થાય છે. ત્રણ હજાર વર્ષના કાળમાં ત્રણ જુદા જુદા પ્રકારની સામાજિક રચના ઊભી થઈ છે – પ્રાથમિક સમાનતાવાદી સમાજરચના, ગુલામીની પ્રથા અને સરંજામી પદ્ધતિ. સોવિયેટ સંઘમાં તો ચોથા પ્રકારની સામાજિક રચનાનો પણ અંત આવી ગયો છે અને આ કાળમાં ભૌગોલિક પરિસ્થિતિમાં તો કશો જ પલટો નથી થયો અથવા તો તદ્દન નામનો જ થયો છે. અસરકારક એવા ભૌગોલિક પલટા થવા

માટે તો લાખો વર્ષનો કાળ જોઈએ, ત્યારે થોડાં શતકોમાં અથ તો એક–બે સહસ્રકોમાં માનવસમાજની રચનામાં મહત્ત્વના પલ થઈ જાય. એટલે ભૌગોલિક પરિસ્થિતિ સામાજિક પલટાઓ નિર્ણાયક બળ ન હોઈ શકે.

વસ્તીમાં થતો વધારો એ પણ "સમાજના વાસ્તવિક જીવન પરિસ્થિતિ"માં સમાવેશ પામતી એક હકીકત છે. પ્રજા સામાજિ જીવનનું મહત્ત્વનું અંગ છે. ઓછામાં ઓછી અમુક ચોક્કસ પ્રમાણ જનસંખ્યા સમાજના વાસ્તવિક જીવનને જરૂરી છે. તો પછી વસ્તી થતો વધારો એ સામાજિક રચના ઉપર અસર કરનારું મહત્ત્વનું બ ન ગણાય? ઇતિહાસનું પદાર્થવાદી પૃથક્કરણ આ પ્રશ્નનો પણ નકાર જવાબ આપે છે. વસ્તીના વધારાની સામાજિક વિકાસ ઉપર અ તો છે જ, પણ વસ્તીનો વધારો સમાજના ચોક્કસ પ્રકારના વિકાસ કારણ બતાવી શકતો નથી. શા માટે પ્રાથમિક સમાનતાવાદી સમ પછી ગુલામીની પ્રથા આવી, શા માટે તેના પછી સરંજામી પ્ર આવી વગેરે વસ્તીનો વધારો સમજાવી નહિ શકે. જો વસ્તીનો વધ એ સામાજિક વિકાસનું નિર્ણાયક બળ હોય તો ગીચ વસ્તીવા પ્રદેશમાં ખૂબ વિકાસ થઈ ગયો હોવો જોઈએ. તો તો પછી હિંદ ને ચીનમાં સૌથી વધારે વિકસિત સામાજિક રચના હોવી જોઈએ પણ આપણે જોઈએ છીએ કે હિંદ કે ચીન કરતાં ઓછી ગ વસ્તી ધરાવનાર અમેરિકાનાં સ્વતંત્ર રાજ્યોમાં સામાજિક વિક વધારે થયો છે અને તેનાથી પણ ઓછી ગીચ વસ્તી ધરાવન સોવિયેટ સંઘમાં તો તેનાથી પણ વધારે વિકાસ થયો છે. એટ વસ્તીનો વધારો એ સામાજિક વિકાસનું નિર્ણાયક બળ ન હોઈ શ

તો પછી એ વિકાસનું નિર્ણાયક બળ કયું?

જીવનની અને સામાજિક વિકાસની અનિવાર્ય એવી જરૂ યાતોના ઉત્પાદનની પદ્ધતિ એ આવું નિર્ણાયક બળ છે.

જીવવા માટે લોકોને ખોરાક, પોશાક, ઘર, જોડા વગેરે જોઈએ; આ વસ્તુઓ મેળવવા માટે પ્રજાએ તેનું ઉત્પાદન કરવું જોઈએ; અને તે ઉત્પાદન કરવા માટે ઉત્પાદનનાં સાધનો જોઈએ. આ સાધનો બનાવવાની અને તેનો ઉપયોગ કરવાની શક્તિ પ્રજામાં હોવી જોઈએ. જેના વડે જીવનની જરૂરિયાતોનું ઉત્પાદન થાય છે તે સાધનો, આ સાધનોનો ઉપયોગ કરનારા અને એ રીતે ઉત્પાદન કરનારા લોકો, ઉત્પાદન કરવા અંગેનાં એ લોકોનાં અનુભવ અને આવડત-આ બધાં સમાજનાં ઉત્પાદક બળો છે.

પણ ઉત્પાદક બળો એ ઉત્પાદનની એક જ બાજુ છે-ઉત્પાદન-પ્રથાની એ એક જ બાજુ છે. એ બાજુ માનવીઓનો પદાર્થો અને કુદરતનાં બળો જોડેનો સંબંધ જ બતાવે છે. પણ ઉત્પાદનની પ્રથાની બીજી પણ બાજુ છે. ઉત્પાદન-ક્રિયામાં માનવીઓનો એક-બીજા જોડેનો સંબંધ તે બીજી બાજુ છે. માણસો કુદરતનાં બળો જોડે લડીને જે ઉત્પાદન કરે છે તે વ્યક્તિગત રીતે નથી કરતા પણ સામાજિક રીતે કરે છે. એટલે બધા જ સમયે અને બધી પરિસ્થિતિમાં ઉત્પાદન સામાજિક જ હોય છે. વસ્તુઓના ઉત્પાદન માટે માણસોએ એક અથવા બીજા પ્રકારના સંબંધો રચવા જ પડે છે. શોષણથી મુક્ત એવા સ્વતંત્ર લોકોનો સહકારના ધોરણ ઉપરનો આ સંબંધ હોય, એક વર્ગ બીજા ઉપર આધિપત્ય ધરાવે એવા આ સંબંધો હોય, અથવા તો, આ બંને સ્થિતિ એ સ્થિતિ હોય. ઉત્પાદનના આ સંબંધો ગમે તેવા હોય પણ ઉત્પાદનમાં એનું મહત્ત્વ ઉત્પાદક બળો જેટલું જ મોટું છે. એટલે ઉત્પાદન-પ્રથામાં ઉત્પાદક બળો અને ઉત્પાદન-સંબંધો એમ બંનેનો સમાવેશ થઈ જાય છે.

ઉત્પાદનનું એક લક્ષણ એવું છે કે એ લાંબા કાળ સુધી એક જ પ્રકારનું નથી રહી શકતું. એમાં નિરંતર પલટો અને વિકાસ થતો

રહે છે અને ઉત્પાદનની પ્રથામાં પલટો થાય છે તેની જોડે જોડે જ સારીયે સામાજિક રચનામાં પલટો થાય છે અને તેને પરિણામે આખીયે સામાજિક-રાજકીય રચનામાં પલટો આવશ્યક બને છે. જુદા જુદા કાળે લોકો જુદા જુદા પ્રકારની ઉત્પાદન-પ્રથાને અનુસરે છે. પ્રાથમિક સમાનતાવાદી સમાજમાં એક પ્રકારની ઉત્પાદન-પ્રથા હતી, ગુલામીના કાળમાં એનાથી જુદા પ્રકારની હતી, સરંજામી પદ્ધતિમાં એ ત્રીજા પ્રકારની હતી, અને એ રીતે એ પલટાતી રહી છે. આ પલટાની સાથે સાથે જ સામાજિક રચના, આધ્યાત્મિક જીવન, વિચારો અને રાજકીય સંસ્થાઓમાં પણ પલટો થતો રહ્યો છે. જેવી સમાજની ઉત્પાદન-પ્રથા એવી જ મુખ્યત્વે સામાજિક રચના હોય.

એટલે, સમાજના વિકાસની તવારીખ એ સૌથી વધારે પ્રમાણમાં ઉત્પાદન-પ્રથાના વિકાસની તવારીખ છે. સમાજના વિકાસની તવારીખ એ ઉત્પાદક વર્ગની તવારીખ છે. સમાજના જીવનને જરૂરી એવા ઉત્પાદનનું એ મુખ્ય બળ છે.

એટલે, જો ઇતિહાસે સાચે જ વૈજ્ઞાનિક બનવું હોય તો સામાજિક વિકાસને એ રાજાઓ અને સેનાપતિઓની ક્રિયાઓ દ્વારા નહિ સમજાવી શકે પણ સામાજિક જીવનની જરૂરિયાતો ઉત્પન્ન કરનાર વર્ગની તવારીખ દ્વારા તેને સમજાવી શકશે.

ઇતિહાસની પ્રગતિનો નિયમ માનવીઓનાં મનના તરંગોમાંથી નહિ મળે પણ એ તો ચોક્કસ ઐતિહાસિક સમયની ઉત્પાદન-પ્રથામાં મળશે—સમાજના આર્થિક જીવનમાંથી એ મળશે.

ઇતિહાસનો મુખ્ય હેતુ ઉત્પાદન-પ્રથાના નિયમો શોધવાનો, ઉત્પાદક બળો અને ઉત્પાદક સંબંધોના વિકાસના નિયમો શોધવાનો, સમાજના આર્થિક જીવનના વિકાસનાં કારણો શોધવાનો હોવો ઘટે.

ઉત્પાદનનું બીજું લક્ષણ એ છે કે એમાં થતા પલટાઓ ઉત્પાદક બળોમાં થતા પલટાઓથી જ આરંભાય છે અને આ પલટાઓ ઉત્પાદનનાં સાધનોમાં થતા પલટા અને વિકાસને પરિણામે થાય છે. પહેલાં ઉત્પાદક બળોમાં પલટા અને વિકાસ થાય છે અને પછી તેને અનુસરીને ઉત્પાદક સંબંધોમાં પલટા અને વિકાસ થાય છે. આનો એવો અર્થ નથી કે ઉત્પાદક સંબંધો ઉત્પાદક બળોના વિકાસ ઉપર અસર નથી કરતા. ઉત્પાદક સંબંધોની રચના ઉત્પાદક બળોને અનુસરીને થયા પછી એ સંબંધો એ બળો ઉપર અસર તો કરે જ છે અને તેને વેગ આપે છે અથવા તેની ગતિને ઘટાડે છે. આ સંબંધમાં એક ખ્યાલ રાખવો જરૂરી છે કે ઉત્પાદક બળો જોડે અથડામણમાં આવે તેવા લાંબા કાળ સુધી ન રહી શકે કારણ કે ઉત્પાદક બળોનો પૂરો વિકાસ તો જ થાય છે જો એને અનુકૂળ ઉત્પાદક સંબંધો હોય. એટલે, ઉત્પાદક બળોથી ઉત્પાદક સંબંધો ગમે તેટલા પાછળ રહી ગયા હોય તોયે એમણે અંતે તો ઉત્પાદક બળોની હારમાં આવી જ જવાનું રહે છે. ઉત્પાદક સંબંધો અને ઉત્પાદક બળોના ઐક્યની પ્રાથમિક જરૂરિયાત ઉત્પાદન-પ્રથામાં છે. તેનો નહિ તો ભંગ થાય, ઉત્પાદન-પ્રથા વિસંવાદી બની જાય અને ઉત્પાદક બળોનો વિનાશ થઈ જાય.

મૂડીદારી ઉત્પાદન-પ્રથામાં જે મંદી આવે છે તે ઉત્પાદક બળો અને ઉત્પાદક સંબંધો વચ્ચેની આવી અથડામણનું જ પરિણામ છે. ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી ઉત્પાદનના સામાજિક સ્વરૂપ જોડે બંધબેસતી નથી થતી—ઉત્પાદક બળોના સ્વરૂપ જોડે બંધબેસતી નથી થતી—તેનું આ પરિણામ છે. આવી અથડામણને પરિણામે જ આર્થિક આંધી ઊભી થાય છે અને ઉત્પાદક બળોનો વિનાશ થાય છે. આ વિરોધ જ સામાજિક ક્રાંતિનો પાયો બની રહે છે. એવી ક્રાંતિનો હેતુ અત્યારના ઉત્પાદનના સંબંધો દૂર કરીને એને સ્થાને ઉત્પાદક બળોને અનુકૂળ એવા નવા સંબંધો યોજવાનો છે.

સોવિયેટ સંઘમાં, આનાથી વિરોધી રીતે, ઉત્પાદક બળોને અનુકૂળ જ ઉત્પાદક સંબંધો છે. ઉત્પાદનના સંબંધોની સામાજિક માલિકી ઉત્પાદન-પ્રથાના સામાજિક સ્વરૂપ જોડે જરાયે અથડામણમાં નથી આવતી અને પરિણામે ત્યાં ઉત્પાદક બળો ઉત્પાદનનો વિકાસ સાધનારાં બળો જ બની રહે છે.

જેવાં ઉત્પાદક બળો તેવું ઉત્પાદનના સંબંધોનું સ્વરૂપ હોવું જોઈએ.

પોતાને જરૂરી એવી વસ્તુઓનું ઉત્પાદન લોકો ક્યાં સાધનો દ્વારા કરે છે? એ સવાલનો જવાબ ઉત્પાદક બળોની સ્થિતિ આપે છે. તેવી જ રીતે ઉત્પાદનનાં સાધનો ઉપર કોણ અધિકાર ધરાવે છે, કોણ તેના માલિકો છે, એ સવાલનો જવાબ ઉત્પાદક સંબંધોનું સ્વરૂપ સમજાવે છે.

પ્રાચીનકાળથી આજ સુધીનાં ઉત્પાદક બળોના વિકાસની આછી રેખા અહીં રજૂ કરીએ:

આરંભમાં જીવનની જરૂરિયાતો પથ્થરનાં ઓજારો દ્વારા મેળવવામાં આવતી. એમાંથી વિકાસ થઈને તીરકામઠાંની શોધ થઈ. પછી શિકારી જીવનમાંથી ઢોર પાળવાનો ધંધો સ્વીકારાયો. હળ વગેરેની શોધ સાથે ખેતીનો આરંભ થયો. પાછા ધીમે ધીમે બીજા ધંધાઓ —સુથારી, લુહારી વગેરે—શોધાયા. ગૃહઉદ્યોગો ખીલવા માંડ્યા અને ક્રમે ક્રમે એ ખેતીથી સ્વતંત્ર થવા માંડ્યા, એટલે પરિણામે કારખાનાંની પ્રથા અસ્તિત્વમાં આવી. આ પ્રાથમિક કારખાનાંઓમાં ઉત્પાદન હાથની ક્રિયાઓથી જ થતું. એ કાળે વરાળયંત્ર જેવાં યંત્રો ન હતાં. પછી યંત્રોની શોધ થઈ અને ગૃહઉદ્યોગનું સ્થાન યંત્ર-ઉદ્યોગે લીધું. એ યંત્રોના કાળમાં આજનાં મોટાં કારખાનાં ઊભાં થયાં. માનવ-ઇતિહાસમાં ઉત્પાદક બળોના વિકાસની આ તો અતિ અપૂર્ણ

એવી આછી રૂપરેખા છે. એ તો સ્પષ્ટ જ છે કે ઉત્પાદનનાં સાધનોના વિકાસ ઉપર ઉત્પાદન જોડે સંબંધ ધરાવનાર વ્યક્તિઓની અસર થઈ હશે અને એ વિકાસ એવી અસરથી સ્વતંત્ર રીતે નહિ થયો હોય અને ઉત્પાદનનાં સાધનોના વિકાસની અસર માનવીઓ ઉપર થઈ હશે.

ઇતિહાસના પ્રવાહમાં જેમ ઉત્પાદક બળોમાં પલટો થયો હશે તેમ જ ઉત્પાદનના સંબંધોમાં પણ પલટો થયો હશે. પાંચ મુખ્ય પ્રકારના આવા સંબંધો ઇતિહાસમાં નોંધાયા છે: પ્રાથમિક સમાનતા-વાદી સમાજના સંબંધો, ગુલામી સમાજના સંબંધો, સરંજામી સમાજના સંબંધો, મૂડીવાદી સમાજના સંબંધો અને સમાજવાદી સમાજના સંબંધો.

પ્રાથમિક સમાનતાવાદી સમાજમાં ઉત્પાદનનાં સાધનો સામાજિક માલિકીનાં હોય છે. એ કાળનાં ઉત્પાદક બળો જોડે આ પ્રથા બંધ-બેસતી આવે છે. પથ્થરનાં ઓજારોના કાળમાં અને પછીથી તીર-કામઠાંના કાળમાં વ્યક્તિગત રીતે કુદરતનાં બળોનો સામનો માનવી ન કરી શકતો. ફળ એકઠાં કરવામાં, શિકાર કરવામાં, ઘર બાંધવામાં —આમ બધી ક્રિયાઓમાં માનવીને સાથે રહીને જ કામ કરવું પડતું. એમ ન કરે તો કુદરતનાં બળો સામે, રાની પશુઓ સામે અને પડોશી ટોળીઓનાં આક્રમણ સામે એ ટકી જ ન શકે. સાથે મજૂરી કરવાની પ્રથાને પરિણામે ઉત્પાદનનાં સાધનોની અને ઉત્પાદનનાં ફળોની સામાજિક માલિકી રખાતી હતી. ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીનો ખ્યાલ આ કાળે ઊભો થયો જ ન હતો. ઉત્પાદનનાં કેટલાંક ઓજારો, જે સાથે સાથે જ પશુઓ સામેના રક્ષણનાં હથિયાર પણ હતાં જ, તેની અંગત માલિકી એ કાળે હતી ખરી. આ કાળે શોષણનું અસ્તિત્વ ન હતું – વર્ગો ન હતા.

ગુલામીની પ્રથાના કાળના ઉત્પાદક સંબંધો ઉત્પાદનનાં સાધ-નોની ખાનગી માલિકી ઉપર જ રચાયા હતા. ઉત્પાદનમાં કામ કરનાર

માનવી પણ એ કાળે માલિકીની વસ્તુ જ હતો. એને માલિક વેચી શકે, ખરીદી શકે અને મારી પણ નાખી શકે. એ કાળનાં ઉત્પાદક બળો જોડે આ ઉત્પાદક સંબંધો બરાબર બંધબેસતા થતા હતા. પથ્થરનાં ઓજારને બદલે માનવી પાસે આ કાળે ધાતુનાં ઓજાર હતાં. શિકારી માનવીની મેળ વગરની ખેતીને બદલે આ કાળમાં વ્યવસ્થિત ખેતી થતી, વાડીઓ થતી, ગૃહઉદ્યોગ હતા અને ઉત્પાદનની આ શાખાઓ વચ્ચે શ્રમ-વિભાગ હતો. વસ્તુઓનો વિનિમય આ કાળમાં શક્ય બન્યો હતો. સંપત્તિસંચય, ઉત્પાદનનાં સાધનોની નાના વર્ગની માલિકી, નાના વર્ગના હાથમાં મધ્યમ વર્ગ ઉપરની સત્તા અને એ મોટા વર્ગને ગુલામ બનાવવાની શક્યતા – આ બધું આ કાળમાં ઊભું થયું. ઉત્પાદન-પ્રથામાં સમાજનાં બધાં અંગોની સ્વતંત્ર મજૂરી આ સમાજમાં નથી. આ સમાજમાં તો ગુલામોની ફરજિયાત મજૂરી છે. એ ગુલામોનું શોષણ શ્રમ ન કરનાર એવા તેના માલિકો કરે છે, એટલે આ સમાજમાં ઉત્પાદનનાં સાધનોની કે એનાં ફળની સામાજિક માલિકી નથી. આ સમાજમાં ગુલામોનો માલિક એ સંપત્તિનો સંપૂર્ણ માલિક છે.

ગરીબ અને તવંગર, શોષક અને શોષિત, સંપૂર્ણ અધિકાર ભોગવતા લોક અને અધિકાર વિનાના લોક, અને આ વર્ગો વચ્ચેનો તીવ્ર વર્ગવિગ્રહ – આવી ગુલામી પ્રથા હતી.

સરંજામી પદ્ધતિમાં ઉમરાવ કે જમીનદાર ઉત્પાદનનાં સાધનોનો માલિક હોય છે પણ તે ખેડૂતનો સંપૂર્ણ માલિક નથી. ખેડૂતની સ્થિતિ એ કાળમાં અર્ધગુલામ જેવી છે. એ અર્ધગુલામ ખેડૂતને જમીનદાર મારી ન શકે પણ તેને તે ખરીદી કે વેચી શકે ખરો. ઉમરાવની માલિકીનાં સાધનો સાથે સાથે જ ખેડૂતની વૈયક્તિક માલિકીનું પણ અસ્તિત્વ હોય છે જ. હાથે કામ કરનાર કારીગર પણ એ કાળમાં ઉત્પાદનનાં સાધનોનો માલિક હોય છે. એ પ્રકારનાં ઉત્પાદક બળોને

અનુરૂપ એ કાળના ઉત્પાદનના સંબંધો હતા. લોખંડને ગાળવાના અને ઘડવાના માર્ગોમાં થયેલી વધારે સુધારણા, લોખંડનાં હળની અને શાળની શોધ, ખેતીમાં થયેલી પ્રગતિ, સ્વતંત્ર રીતે કામ કરતા કારીગરની સાથે સાથે જ કારખાનાંની રચના – આવાં એ કાળનાં ઉત્પાદક બળોનાં મુખ્ય લક્ષણો હતાં.

કારીગરે ઉત્પાદનમાં કંઈ રસ લેવો જોઈએ એવી સ્થિતિ આ નવાં બળોએ ઊભી કરી હતી. એટલે, ઉમરાવ ગુલામનો સ્વીકાર નથી કરતો કારણ કે ગુલામને એમાં કાંઈ કોઈ રસ કે પ્રેરક બળ નથી. એને બદલે એ અર્ધગુલામ ખેડૂતને પસંદ કરે છે કારણ કે તેને તેમાં રસ અને પ્રેરક બળ છે.

આ રીતે આ પ્રથામાં ખાનગી માલિકીનો વિકાસ થાય છે. શોષણ તો લગભગ ગુલામીની પ્રથામાં હતું એટલું જ રહે છે, માત્ર એમાં એ શોષણ જરા નરમ સ્વરૂપનું બને છે. શોષક અને શોષિત વચ્ચેનો વર્ગવિગ્રહ એ સરંજામી – રજવાડી પ્રથાનું મુખ્ય લક્ષણ છે.

મૂડીદારી રચનામાં મૂડીદાર ઉત્પાદનનાં સાધનનો સંપૂર્ણ માલિક બની જાય છે. મજૂર એમાં એવાં સાધનોનો માલિક નથી હોતો, પણ મજૂર એમાં અંશતઃ પણ માલિકીની વસ્તુ નથી. મૂડીદાર મજૂરને ખરીદી કે વેચી ન શકે, તે સ્વતંત્ર રહે, પણ એમની પાસે ઉત્પાદનનાં સાધન નથી એટલે જો તેને ભૂખે ન મરવું હોય તો તેણે પોતાની શ્રમશકિત મૂડીદારને વેચવાની રહે છે અને એ રીતે એમને શોષણના ભોગ બનવું પડે છે. મૂડીદારી સમાજ-રચનાના ઊગમકાળે એક તરફ મૂડીદારની માલિકીનાં ઉત્પાદનનાં સાધનો હોય છે અને બીજી તરફ પોતાની જ ખાનગી માલિકી ધરાવતા કિસાનો અને કારીગરોનાં ઉત્પાદનનાં સાધનો હોય છે. પણ ધીમે ધીમે આ કારીગરોની નાની નાની એવી અનેક કોઠનું સ્થાન

એક કારખાનું લે છે અને ખેડૂતોનું અનેક નાનાં નાનાં ખેતરોનું સ્થાન મોટાં મોટાં માઈલો-લાંબાં ખેતરો લે છે. અમેરિકામાં તો આ સ્થિતિ આજે લગભગ આવી ગઈ છે.

નવાં ઉત્પાદક બળોનું સ્વરૂપ એવું છે, જેમાં કામ કરનાર વધારે બુદ્ધિશાળી હોય. યંત્રો ચલાવનારમાં એ યંત્રોને સમજીને ચલાવવાની આવડત જરૂરી છે, એટલે મૂડીદારો સ્વતંત્ર અને સમજુ મજૂર વર્ગની સાથે કામ પાડે છે અને ગુલામીની પ્રથાનો અસ્વીકાર કરે છે.

પણ મૂડીદારી પ્રથાએ ઉત્પાદક બળોનો વિશાળ વિકાસ સાધીને એવા વિરોધો ઊભા કર્યા છે, જેની જાળમાંથી નીકળવાનો એને માટે માર્ગ જ નથી રહ્યો. મૂડીદારી પ્રથામાં ઉત્પાદન ખૂબ વધી જાય છે. મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગ એમાં પાયમાલ થતો જાય છે. અંતે તે વર્ગ "મજૂર વર્ગ" બની જાય છે. વૈજ્ઞાનિક સમાજવાદની પરિભાષામાં "મજૂર વર્ગ" એટલે એવો વર્ગ, જેને પોતાની માલિકીનાં ઉત્પાદનનાં સાધનો નથી અને જેને પોતાની રોજી અને રોટી મેળવવા માટે પોતાની મજૂરી કરવાની શક્તિઓનું વેચાણ કરવું પડે છે. આવા મજૂર વર્ગની ખરીદશક્તિ મૂડીદારી પ્રથામાં ઘટતી ચાલે છે અને તેથી જે મોટા પ્રમાણનું ઉત્પાદન થયું હોય છે તેને માટે બજાર મળતું નથી. બીજી બાજુ, મૂડીદારી પ્રથા મોટા પ્રમાણમાં ઉત્પાદનની પ્રથા દાખલ કરીને એક સ્થળે મોટી સંખ્યામાં કામ કરતા મજૂરોને એકઠા કરે છે અને તે રીતે ઉત્પાદનને સામાજિક સ્વરૂપ આપે છે. ઉત્પાદનના આવા સામાજિક સ્વરૂપમાં ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીની જરૂર સ્પષ્ટ દેખાય છે. પણ આ પ્રથામાં ઉત્પાદનનાં સાધનો ખાનગી માલિકીનાં રહે છે. ઉત્પાદનના સામાજિક સ્વરૂપને આ ખાનગી માલિકી અનુરૂપ નથી.

ઉત્પાદક બળો અને ઉત્પાદક સંબંધો વચ્ચેની આ અથડામણને પરિણામે મૂડીદારી પ્રથામાં અનેક વાર મુશ્કેલીઓ ઊભી થાય છે,

ઉત્પાદન વધી જાય છે અને લોકની ખરીદશક્તિના અભાવે તેનું વેચાણ નથી થઈ શકતું. પરિણામે મૂડીદારો ઉત્પન્ન થયેલા માલનો વિનાશ કરે છે. ઉત્પાદન બંધ કરવામાં આવે છે, ઉત્પાદક બળોનો વિનાશ કરવામાં આવે છે, અને પરિણામે લાખો માણસો બેકારી અને ભૂખમરાના ભોગ બની જાય છે. અને પાછું કહેવામાં તો એમ આવે છે કે ઉત્પાદન વધી ગયું છે!

આનો એક જ અર્થ છે. મૂડીદારી પ્રથાનાં ઉત્પાદક બળો ઉત્પાદક સંબંધો જોડે અણઉકેલ અથડામણમાં આવી પડ્યાં છે, એટલે કે હવે મૂડીદારી પ્રથાનો ક્રાંતિ દ્વારા નાશ થવાની ઘડી આવી લાગી છે. એ નાશ-એ ક્રાંતિ–ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીની સ્થાપના કરશે.

એટલે, શોષક અને શોષિત વચ્ચેનો તીવ્રતમ વર્ગવિગ્રહ એ મૂડીદારી પ્રથાનું મુખ્ય લક્ષણ છે.

સમાજવાદી સમાજરચનાની સ્થાપના તો હજી માત્ર સોવિયેટ સંઘમાં જ થઈ છે. સમાજવાદી રચનાના ઉત્પાદક સંબંધો ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીના પાયા ઉપર રચાયા છે. આ રચનામાં શોષક અને શોષિતના ભેદ નથી. "જે મહેનત નહિ કરે તેને ખાવાનું પણ નહિ મળે." એવા નિયમ અનુસાર ઉત્પાદનની વહેંચણી કરવામાં આવે છે. બિરાદરીભર્યા સહકાર ઉપર ઉત્પાદકો વચ્ચેનો સંબંધ આ રચનામાં રચાય છે. આ રચનામાં મજૂરો એકબીજાને સહાય કરે છે અને કોઈ કોઈનું શોષણ કરતું નથી. ઉત્પાદક બળોની પરિસ્થિતિને સંપૂર્ણ રીતે અનુરૂપ એવા ઉત્પાદક સંબંધો આ રચનામાં રચાય છે. સામાજિક સ્વરૂપની ઉત્પાદન–પ્રથા જોડે ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકી રચાય છે.

આવી પરિસ્થિતિ છે એટલે તો સોવિયેટ સંઘમાં આર્થિક આંધી અને એનાં પરિણામ અજાણ્યાં છે.

આ કારણે જ સોવિયેટ સંઘમાં ઉત્પાદક બળો ખૂબ વેગથી વધે છે, કારણ કે એ ઉત્પાદક બળોને અનુરૂપ એવા ઉત્પાદક સંબંધો આ શક્યતા ઊભી કરે છે.

માનવ-તવારીખમાં આ રીતે ઉત્પાદક સંબંધોનો વિકાસ થયો હોય છે. સમાજના ઉત્પાદક સંબંધોનો આ રીતે સમાજમાં ઉત્પાદક બળો ઉપર આધાર રહેલો છે અને પ્રધાનતઃ તો એ આધાર ઉત્પાદનનાં સાધનોના વિકાસ ઉપર રહેલો છે. એ આધાર એવો છે કે ઉત્પાદક બળોના પલટા અને વિકાસ થોડા કે વધારે સમયે ઉત્પાદનના સંબંધોના પલટા અને વિકાસ ઊભા કરે છે.

ઉત્પાદન-પ્રથાનું ત્રીજું લક્ષણ એ છે કે નવાં ઉત્પાદક બળો અને ઉત્પાદનના સંબંધોનો વિકાસ જૂની રચનાનો વિનાશ થયા પછી જ નથી થતો પણ તે વિકાસ જૂની રચનાનું અસ્તિત્વ હોય ત્યાં જ શરૂ થાય છે. માનવીના જાગૃત પ્રયત્નને પરિણામે આ વિકાસ નથી થતો પણ તેની ઇચ્છાથી સ્વતંત્ર રીતે તે થાય છે. આ વિકાસ આમ સ્વયંભૂ રીતે થાય છે તેનાં બે કારણો છે. જ્યારે માનવીનો જન્મ થાય છે ત્યારે અમુક ચોક્કસ કક્ષા સુધી વિકાસ પામેલાં ઉત્પાદક બળો અને સંબંધો તેને તૈયાર જ મળે છે. એ તેને પસંદ કરવાનાં નથી હોતાં. આ પરિસ્થિતિ જોડે પણ એણે અનુકૂળ થઈને રહેવાનું હોય છે. આ એક કારણ. બીજું કારણ એ છે કે જ્યારે માનવી એક ઉત્પાદનના સાધનમાં સુધારો કરવા બેસે છે, જ્યારે એ ઉત્પાદક બળોના એક વિભાગમાં સુધારો કરવા બેસે છે, ત્યારે એ સુધારાની સામાજિક અસર વિષે વિચાર કરવા નથી બેસતો. તે તો પોતાની રોજની મહેનતમાં કંઈક આરામ મળશે એમ માનીને અને પોતાને એ સુધારાથી કંઈક સીધો લાભ મળશે એમ માનીને સુધારો કરે છે.

પ્રાથમિક સમાજમાં કેટલાક માનવીઓએ જ્યારે પથ્થરનાં

ઓજારોને બદલે લોખંડનાં ઓજારોનો ઉપયોગ આરંભ્યો હશે ત્યારે તેમણે એ આરંભની સામાજિક અસરનો વિચાર નહિ કર્યો હોય. આ ફેરફારને પરિણામે ગુલામીની પ્રથા અસ્તિત્વમાં આવશે એવો વિચાર સરખો પણ એમને નથી હોતો. એમની પ્રવૃત્તિ તો તેમના અંગત સ્વાર્થ પૂરતી જ હતી.

એવી જ રીતે સરંજામી–રજવાડી પદ્ધતિએ જ્યારે કારખાનાંની પ્રથાની શરૂઆત કરી ત્યારે તેને ખ્યાલ નહોતો કે એને પરિણામે મૂડીદારી પ્રથા જન્મશે અને ઉમરાવ વર્ગની સત્તાનો નાશ કરશે. મૂડીદાર વર્ગ જ્યારે ઉત્પાદનનાં સાધનનો વિકાસ કરે છે ત્યારે તે પોતાના નફા વધારવા માટે જ કરે છે. ઉત્પાદન–પ્રથાના સામાજિક સ્વરૂપની રચનાને પરિણામે એ પ્રથા ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીને જરૂરી બનાવશે એવો ખ્યાલ પણ તેમને આવતો નથી. એટલે જ માર્ક્સે કહ્યું છે કે, "જે સામાજિક ઉત્પાદન માનવીઓ કરે છે તેમાં તેઓ એવા ચોક્કસ સંબંધો રચે છે, જે અનિવાર્ય છે અને તેમની ઇચ્છાથી સ્વતંત્ર છે. ઉત્પાદક બળોના વિકાસની ચોક્કસ કક્ષાને અનુરૂપ આ ઉત્પાદક સંબંધો હોય છે."

પણ આનો કોઈ એવો અર્થ ન કરે કે ઉત્પાદનના જૂના સંબંધોમાંથી નવા સંબંધો સરળતાપૂર્વક – આંચકાઓ આપ્યા વિના– થઈ જાય છે. આથી વિરોધી રીતે, આ ફેરફાર તો ક્રાંતિ દ્વારા જ થાય છે. એ ક્રાંતિ જૂના ઉત્પાદક સંબંધોને ફેંકી દઈ નવા ઉત્પાદક સંબંધો રચે છે. અમુક કક્ષા સુધી ઉત્પાદક સંબંધો અને ઉત્પાદક બળોનો વિકાસ સ્વયંભૂ રીતે, માનવીની ઇચ્છાથી સ્વતંત્ર રીતે, થયે જાય છે. ઉત્પાદક બળોનો વિકાસ ચોક્કસ પ્રમાણની વિકસિત કક્ષાએ પહોંચે ત્યાં સુધી જ આ રીતનો સ્વયંભૂ વિકાસ ચાલે છે, પણ પછી સ્થાપિત ઉત્પાદક સંબંધો અને એ સંબંધો જોડે જેનું હિત સંકળાયેલું

છે તેવો વર્ગ – એટલે કે રાજકીય સત્તા ધરાવતો વર્ગ – ઉત્પાદક બળોના વિકાસને રૂંધે છે. નવાં ઉત્પાદક બળોમાં જેમનું હિત છે તે વર્ગો જ્યારે તેમને ક્રાંતિ દ્વારા સત્તા ઉપરથી દૂર કરે ત્યારે જ ઉત્પાદક બળોનો વિકાસ શકય બને છે. આ દૃષ્ટિએ જ નવા સામાજિક ખ્યાલો, નવી રાજકીય સંસ્થાઓ, નવી રાજકીય સત્તા વગેરેનું મહત્ત્વ છે. એમનું કાર્ય ઉત્પાદનના જૂના સંબંધો તોડી પાડવાનું છે. નવાં ઉત્પાદક બળો અને જૂના ઉત્પાદન-સંબંધો વચ્ચેની અથડામણમાંથી, સમાજની નવી આર્થિક જરૂરિયાતોમાંથી, નવા સામાજિક ખ્યાલો ઊભા થાય છે. એ આમવર્ગને વ્યવસ્થિત અને સંગઠિત કરે છે. આમવર્ગ એક નવી રાજકીય સેના બની જાય છે અને ક્રાંતિનું બળ બને છે, અને એ સેનાનો અને બળનો ઉપયોગ ઉત્પાદનના જૂના સંબંધો રચવા માટે થાય છે. આરંભમાં જે વિકાસ સ્વયંભૂ હોય છે તેનું નિયમન અને સંચાલન જાગૃત વિચાર કરતો માનવી કરવા લાગે છે. આરંભમાં જે શાંત વિકાસ થતો હોય છે તેને બદલે બળપૂર્વકનો પલટો થાય છે. આરંભમાં જે ઉત્ક્રાંતિ હોય છે તે ક્રાંતિનું સ્વરૂપ લે છે.

માર્ક્સ કહે છે: “ પરિસ્થિતિની જરૂરિયાતોને પરિણામે મજૂર વર્ગને, મૂડીદાર વર્ગ જોડેના એના સંગ્રામમાં, એક વર્ગરૂપે વ્યવસ્થિત થવું પડે છે; એક ક્રાંતિ દ્વારા તેણે સત્તાધીશ વર્ગ બનવું પડે છે અને બળનો ઉપયોગ કરી ઉત્પાદનની જૂની પરિસ્થિતિનો એને વિનાશ કરવો પડે છે. ” આગળ જતાં એ કહે છે: “ ક્રમે ક્રમે મૂડીદાર વર્ગ પાસેથી બધી મૂડી પડાવી લેવા માટે મજૂર વર્ગ પોતાની રાજકીય સત્તાનો ઉપયોગ કરશે અને ઉત્પાદનનાં બધાં સાધનોને રાજકીય માલિકીનાં બનાવશે—એટલે કે જે મજૂર વર્ગ સત્તાધીશ વર્ગ બન્યો હશે તેની માલિકીનાં બનાવશે. ઉત્પાદક બળોનો જેટલો શકય તેટલો બધો વિકાસ કરવા તે પ્રયત્ન કરશે. ” પણ આ બધું બળના ઉપયોગ

વિના થશે એમ માર્ક્સ માનતો નહોતો. એટલે જ એણે કહ્યું છે કે, "જેના ગર્ભમાં નવી રચના છે એવી પ્રત્યેક જૂની સમાજરચનાની દાયણ તરીકે બળ આવ્યા વિના ન રહે."

સંક્ષેપમાં કહીએ તો, સંસ્કૃતિ–વિકાસને ઘડનારાં ત્રણ અસમાન બળો છે: (૧) પ્રચલિત ઉત્પાદક બળો, (૨) શાસક વર્ગનાં વિચાર, માનસ અને હિતો, અને (૩) સંસ્કૃતિનાં પ્રત્યેક કાળનાં વિશિષ્ટ એવાં પ્રગતિનાં બળો. આ ત્રણમાં વિકાસને ગતિમાં મૂકનારું બળ તો પહેલું જ છે.

## ૫

# વર્તમાન સામાજિક રચના

[ ૧ ]

**વર્તમાન** સામાજિક રચનાને આપણે મૂડીવાદી સામાજિક રચનાના નામથી ઓળખીએ છીએ. એ સામાજિક રચનાનો ઉદ્‌ભવ કયાં કારણોને લીધે થયો છે તેનું નિરૂપણ તો આપણે આગળના પ્રકરણમાં કર્યું છે. આ પ્રકરણમાં તો આપણે મૂડીવાદી રચનાનું પૃથક્કરણ કરવા માગીએ છીએ અને તેના વિકાસનાં સ્વરૂપોનું નિરીક્ષણ કરવા માગીએ છીએ.

મૂડીવાદના વિકાસનો ઇતિહાસ એ છેલ્લાં ત્રણસો વર્ષનો ઇતિહાસ છે. ઇંગ્લંડના વેપારીઓએ ઊનનો વેપાર શરૂ કર્યો અને ખેતીનો વિનાશ શરૂ કર્યો તેને પરિણામે થોડા અંગ્રેજ લોકોના હાથમાં ઠીકઠીક સંપત્તિ એકત્રિત થઈ ગઈ હતી. બીજી તરફ, સ્પેનના ખલાસીઓએ–કોલંબસ વગેરેએ–અમેરિકા ખંડની શોધ કરી અને એ ખંડના આદિવાસીઓને લૂંટીને સોનું યુરોપ તરફ લાવવાનો આરંભ કર્યો. સ્પેનના લોક આ રીતે ધનિક થવા લાગ્યા હતા એ

બિના યુરોપવાસી લોકો ન જોઈ શક્યા અને તેથી તેમણે પણ આ માર્ગે પગલાં માંડ્યાં. ઇંગ્લંડ એક ટાપુ છે અને તે કારણે ત્યાંના લોકો વહાણવટામાં નિષ્ણાત હતા, એટલે યુરોપના બીજા લોકોને દરિયા ઉપર એ મૂંઝવી શકે એમ હતા. એટલે ઇંગ્લંડના લોકોએ ચાંચિયાગીરીનો ધંધો શરૂ કર્યો અને સ્પેનના ખલાસીઓ જે સોનું અમેરિકાથી લૂંટીને લાવતા હતા તેને લૂંટી લેવાનું શરૂ કર્યું.

આ જ કાળમાં ભારતવર્ષનો દરિયાઈ માર્ગ શોધાયો. એ માર્ગ શોધાયા પહેલાં તો યુરોપ અને ભારતવર્ષ વચ્ચે જે વેપાર ચાલતો હતો તે આડકતરો હતો. અરબ લોકો ભારતમાંથી માલ લઈને વેનિસ પહોંચાડતા અને વેનિસના વેપારીઓ એ માલ યુરોપમાં વેચતા. પણ હવે વેનિસના અને અરબસ્તાનના આ વેપારીઓની દરમિયાનગીરીની જરૂર ન રહી. હવે તો પશ્ચિમ યુરોપના લોકો સીધેસીધો ભારતવર્ષ જોડે વેપાર કરવા લાગ્યા. યુરોપથી ભારતવર્ષ તરફ આવનારા સૌથી પહેલા લોક પોર્ટુગીઝ હતા, એમના પછી વલંદા આવ્યા, પછી ફ્રેંચ અને છેવટે અંગ્રેજ આવ્યા, પણ ભારતવર્ષમાં સૌથી વધારે સફળ અંગ્રેજ થયા. અંગ્રેજ વેપારીઓએ પોતાના દેશમાં હકૂમત મેળવી લીધી હતી એટલે એમને પોતાના દેશની પૂરતી સહાય મળતી હતી. એટલા પ્રમાણમાં ફ્રેંચ કે બીજા વેપારીઓને એવી સહાય મળી ન હતી.

ભારતમાં જ્યારે વિદેશીઓ આવ્યા ત્યારે અહીંની સ્થિતિ ભિન્ન પ્રકારની હતી. અમેરિકા જેવી અર્ધસભ્ય કે અસભ્ય જાતિઓનો અહીં વાસ ન હતો, જેને યુરોપીય લોકો સરળતાપૂર્વક લૂંટી શકે. મોટી વસાહતો સ્થાપી શકાય એવી ખાલી જગ્યા પણ અહીં ન હતી, પણ એ લોકો જ્યારે આપણા દેશમાં આવ્યા ત્યારે એક અનુકૂળતા એમને હતી. મોગલ સામ્રાજ્ય એ કાળે તૂટતું હતું. એ તૂટતા સામ્રાજ્યમાંથી અનેક રાજ્યો બની ગયાં હતાં અને તે એકબીજાં જોડે લડતાં હતાં.

વિદેશી વેપારીઓએ આમાંના એક અથવા બીજાનો પક્ષ લીધો અને એ રીતે પોતાની સત્તા જમાવવાની શરૂઆત કરી, અને આ રીતે જ્યાં જ્યાં એમને સત્તા મળી ત્યાં ત્યાં એ સત્તાનો ઉપયોગ પોતાનો વેપાર વધારવા માટે અને ધનસંચય કરવા માટે એમણે કર્યો. યુદ્ધોમાં એમને દેશી લોક ઉપર વિજય મળતો હતો એનું એક તો સ્પષ્ટ કારણ એ હતું કે એમની પાસે વધારે વિકસિત સાધનો હતાં. આરંભના આ કાળમાં અનેક માર્ગો–લાંચ-રુશવત, વેપાર, લૂંટફાટ–દ્વારા જે ધનસંચય આ લોકોએ કર્યો એ ઇંગ્લંડના મૂડીદારોના ધનસંચયનો ત્રીજો માર્ગ હતો.

આ રીતે મૂડી એકત્રિત થઈ હતી. ઇંગ્લંડનો ખેડૂત વર્ગ જમીન ઉપરથી ધકેલાઈ ગયો હતો અને રોજીદાર મજૂર બનવા તૈયાર થઈ ગયો હતો, અને એ જ કાળે ઇંગ્લંડમાં યંત્રોની શોધ થઈ હતી. સવાલ એવો ઊભો થાય છે કે યંત્રોની શોધ કરી શકે એવા બુદ્ધિમાન વૈજ્ઞાનિકો શું આ જ કાળમાં થયા હશે? શું એ પહેલાં એવા બુદ્ધિમાન વૈજ્ઞાનિકો નહિ થયા હોય? બુદ્ધિમાન વૈજ્ઞાનિકોનું અસ્તિત્વ જ એ આ પ્રકારની ઔદ્યોગિક ક્રાંતિ માટેની એકમાત્ર આવશ્યકતા નથી. આવાં યંત્રોનો ઉપયોગ કરી શકે – એવાં યંત્રોનાં કારખાનાં વસાવી શકે – એવા શ્રીમંત વર્ગનું અસ્તિત્વ, એ કારખાનાંઓમાં કામ કરે તો જ જેને રોટી અને રોજી મળે એવા મિસ્કીન કામદાર વર્ગનું અસ્તિત્વ અને યંત્રોની શોધ—એ ત્રણે એક સાથે મળે ત્યારે જ ઔદ્યોગિક ક્રાંતિ શક્ય બને છે. આ ત્રણ અઢારમા શતકના અંતભાગમાં અને ઓગણીસમા શતકના આરંભકાળમાં એકઠાં મળ્યાં અને ઇંગ્લંડમાં ઔદ્યોગિક ક્રાંતિ થઈ. આટલી આવશ્યકતા પૂરી પડ્યા પછી પણ ઔદ્યોગિક ક્રાંતિના વિસ્તાર માટે બજારની જરૂર ઊભી થાય છે, જ્યાંથી સરળતાપૂર્વક અને સસ્તા દરે કાચો માલ મળી શકે. જ્યાં તૈયાર માલ વેચી શકાય એવી બજાર પણ ઔદ્યોગિક ક્રાંતિના વિકાસની એક જરૂરિયાત છે, અને એવી જરૂરિયાત પણ

ઈંગ્લંડને ભારતવર્ષે પૂરી પાડી હતી. આ રીતે ઇંગ્લંડ અને યુરોપનાં બીજાં રાષ્ટ્રોમાં યંત્ર-ઉદ્યોગનો વિકાસ થયો અને હિંદુસ્તાન જેવા કેટલાક દેશ પાછળ રહી ગયા—એમનું કામ ખોરાકની વસ્તુઓ અને કાચો માલ તૈયાર કરવાનું રહ્યું.

આ રીતે જ્યારે કારખાનાંઓ વધવા લાગ્યાં ત્યારે એ કારખાનાંમાં કામ કરનારો મજૂર વર્ગ પણ વધવા લાગ્યો. આરંભમાં તો આ મજૂર વર્ગ થોડા સમય સુધી કારખાનાંમાં કામ કરે અને વળી ગામડાંમાં ખેતી કરવા જાય એવી સ્થિતિ રહી, પણ ધીમે ધીમે તો આ સ્થિતિ નાબૂદ થઈ અને જમીન જોડે કોઈ પ્રકારના સંબંધ વિનાનો, કામ કરી રોજી મેળવે તો જ આજીવિકા મેળવી શકે એવો, એક મજૂર વર્ગ–પ્રોલિટેરિયેટ – અસ્તિત્વમાં આવ્યો. આ રીતે જે કારખાનાંઓ ચાલતાં થઈ ગયાં એમણે ગૃહઉદ્યોગ દ્વારા આજીવિકા મેળવતા ઘણાયે કારીગરોને કામ વગરના કરી મૂક્યા અને પરિણામે કારખાનાંને જરૂરી એવો રોજીનાં બીજાં સાધન વિનાનો મજૂર વર્ગ ઊભો થવા લાગ્યો.

આ મજૂર વર્ગની હાલત શરૂઆતના કાળમાં તો ખૂબ ત્રાસજનક હતી. પુરુષો પાસે કામ લેવા ઉપરાંત સ્ત્રીઓ પાસે અને નવ–દસ વર્ષની વયનાં નાનાં બાળકો પાસેથી પણ ક્રૂર રીતે કામ લેવામાં આવતું. ખાણમાં, જમીનની અંદર, બાર–બાર ને તેર–તેર કલાક સુધી કામદારોને કામ કરવું પડતું હતું, અને આ બધું છતાંયે રોજીના દર તો ખૂબ નીચા રહેતા. મજૂરોનાં રહેઠાણોની કોઈ યોગ્ય વ્યવસ્થા ન હતી, ન તો કોઈ વ્યવસ્થા ઔષધોપચારની હતી. મજૂર પાસે જેટલું કામ લઈ શકાય એટલું લેવામાં આવતું અને જ્યારે એ કામ ન કરી શકે ત્યારે તેને કામ ઉપરથી ઉતારી મૂકવામાં આવતો. પછી તેની શી દશા થાય છે તેની કોઈને પડી જ નહોતી. ઘડપણના પેન્શનની કે અકસ્માતથી થતા નુકસાન અંગેની મદદની કોઈ વ્યવસ્થા જ ન હતી. આ પરિસ્થિતિ સામે દયાથી પ્રેરાઈને જ્યારે કોઈ એ

વિરોધ ઉઠાવ્યો ત્યારે એમનું કોઈએ સાંભળ્યું નહિ. "જેને જેમ ફાવે તેમ કરવા દો" એવા સિદ્ધાંતનો એ કાળે પ્રચાર થતો હતો. ઊગતા મૂડીવાદનાં હિતનો આ સિદ્ધાંત હતો અને તેથી તો તેનો સ્વીકાર થતો. "મજૂરને કોઈ બળજબરીથી કામ પર નથી લાવતું, તે તેની સ્વેચ્છાએ આવે છે; કારખાનામાં કેવું કામ છે તે મજૂર જાણતો હોય છે, એ જાણીને જો એ કામ ઉપર આવે છે તો પોતાની ઇચ્છાથી જ આવે છે, એને જો આ પરિસ્થિતિમાં કામ કરવાનું ન ફાવે તો તે પોતાને ઘેર જઈ શકે છે. જો માલિક અને મજૂર એમ બંને પોતાની રાજીખુશીથી અમુક ચોક્કસ રૂપમાં કામ કરે તો પછી કોઈ બીજું – સરકાર કે બીજી કોઈ સત્તા – વચ્ચે શા માટે પડે?" આવી આ સિદ્ધાંતની દલીલ હતી.

આ દલીલ અને આ સિદ્ધાંત નર્યો દંભ જ છે. એમ કહેવું કે મજૂર સ્વતંત્ર છે અને તેને ફાવે ત્યાં જઈ શકે એમ છે એ તેની કંગાલિયતની ક્રૂર મશ્કરી સિવાય બીજું કશું નથી. જો મજૂર કારખાનામાં કામ ન કરે તો બીચારો કરે શું?

પણ મજૂરની આરંભકાળની આ સ્થિતિમાં ફેરફાર તો થયો જ છે. એની સ્થિતિ ધીમે ધીમે સુધરી છે. કામના કલાકોનું ચોક્કસ નિયમન થયું છે. સંસ્કૃત રાષ્ટ્રોમાં ઘડપણની, બેકારીની, અકસ્માતની મદદ મળે છે અને એવા મજૂરહિતના કાયદાઓ થયે જાય છે. આ બધું થયું છે એનાં અનેક કારણો છે. મજૂરોની દુર્દશા આમજનસમૂહ ઉપર અસર કરતી હતી અને પરિણામે એ જનસમૂહોના દબાણને વશ થઈને સરકારને કાયદા કરવા પડ્યા છે. મૂડીદારોની અંદર-અંદરની હરીફાઈ પણ આવા કાયદાઓનું એક કારણ છે. એક મૂડીદાર ઓછા પગાર આપીને અથવા વધારે કલાક કામ કરાવીને વધારે નફો મેળવે તો બીજા મૂડીદારને હરીફાઈમાં મુશ્કેલી પડે એ સ્વાભાવિક છે.

એટલે એવા મૂડીદાર લોક બીજા મૂડીદારો ઉપર નિયમન કરાવવા કાયદા કરાવે એ પણ સ્વાભાવિક છે. પણ આ કારણો ઉપરાંત એક ત્રીજું પણ આવા કાયદાઓની રચનાનું કારણ છે. એ ત્રીજું કારણ જ સૌથી વધારે સબળ એવું કારણ છે. એ કારણ છે મજૂરોની ચળવળના દબાણનું. આરંભમાં જે એક એક મજૂર જુદો જુદો હતો એ મજૂરસંસ્થાઓ દ્વારા સંગઠિત બન્યો અને પરિણામે એક મહાશક્તિ ઉત્પન્ન થઈ. પણ મજૂરો માટે આ રીતે જે સંગઠન ઊભું થવા લાગ્યું તેની સામે મૂડીદારોએ પણ આક્રમણ શરૂ તો કર્યાં જ. મજૂરસંસ્થાઓને તોડી પાડવા માટે, એનો વિકાસ અટકાવવા માટે, શક્ય એવા બધા જ પ્રયત્નો એમણે કર્યા. મજૂરોના સંગઠનના વધતા જુવાળને અટકાવ-વાના જે પ્રયત્નો થયા છે તેના સૌથી વધારે સ્પષ્ટ અને ખુલ્લા એવા પ્રયત્નો આપણે નાઝી જર્મનીમાં અને ફાસિસ્ટ ઇટલીમાં જોઈએ છીએ. અને મજૂરોની પ્રબળ શક્તિનું માપ આપણને સોવિયેટ સંઘે જે પ્રચંડ રચના કરી છે તે બતાવે છે.

મૂડીવાદી ઉત્પાદક સંબંધોમાં નફા માટે માલનું ઉત્પાદન આજની સામાજિક રચનામાં થાય છે. એટલે ઉત્પાદન અને વિનિ-મયનાં મુખ્ય સાધનો આજે એક નાના વર્ગના હાથમાં છે અને સમાજના મોટા ભાગ પાસે પોતાની શ્રમશક્તિ સિવાય બીજી કોઈ ચીજ નથી, જેમાંથી તે આજીવિકા મેળવી શકે. જેના કબજામાં ઉત્પાદનનાં સાધનો છે તેને પોતાની શ્રમશક્તિ વેચે તો જ આ વિશાળ વર્ગને રોટી મળે. આ રીતે પોતાની શ્રમશક્તિ વેચીને આ મજૂર વર્ગ પોતાની આજીવિકા તો મેળવે જ છે પણ તે ઉપરાંત સમાજના ઉપરના વર્ગોને માટે દોલત પણ ઉત્પન્ન કરે છે.

મજૂર જ્યારે કામ કરે છે ત્યારે એ પોતાના ગુજરાન માટે જરૂરી છે એટલું જ ઉત્પન્ન નથી કરતો, તેનાથી તો તે વધારે ઉત્પન્ન કરે છે, પણ આ રીતે જે વધારે ઉત્પાદન થાય છે તે

મજૂરને નથી મળતું પણ માલિકને મળે છે. ઉત્પાદનનાં સાધનોનો—કારખાનાંનો, રેલવેનો, જમીનનો—માલિક મૂડીદાર છે એટલે મજૂર પોતાની મજૂરીથી જે ઉત્પન્ન કરે છે તેનો સારો એવો ભાગ એ ખૂંચવી લઈ શકે છે. આ રીતે જે મજૂરીનો બદલો મજૂરને નથી મળતો તે જ મૂડીવાદી શોષણનો પાયો છે. આ રીતે મજૂર પાસેથી જે વધારે ખૂંચવી લેવામાં આવે છે તેનો એક ભાગ મૂડીદાર અને તેના કુટુંબના મોજશોખ પોષવામાં જાય છે, એક ભાગ ઉત્પાદનનાં નવાં સાધનો વસાવવામાં અને એ રીતે ઉદ્યોગ-વિસ્તારમાં જાય છે, અને એક ભાગ આજની સામાજિક રચનાને ટકાવી રાખવા માટે જે રાજકીય તંત્ર રચાય છે તેને નિભાવવામાં જાય છે.

આજે જે સમાજરચના છે તે તેની પુરોગામી સામાજિક રચનાઓથી જુદા સ્વરૂપની છે. આ રચનાના મિલકતના સંબંધો ભિન્ન પ્રકારના છે. પોતાના જ શ્રમમાંથી જે ખાનગી મિલકત એકઠી કરતા એવા નાના નાના મિલકતદારોની મિલકત હજમ કરીને મોટા મિલકતદારો ઊભા થયા છે.

"વૈયક્તિક માલિકીનાં છૂટાંછવાયાં અને વેરવિખેર પડેલાં ઉત્પાદનનાં સાધનો સામાજિક સ્વરૂપ ધારણ કરે, અનેક માણસોની નાની નાની મિલકતનું સ્થાન થોડા માણસોની વિશાળ સંપત્તિ લે, જમીન, ઉત્પાદનનાં સાધનો અને પોષણનાં સાધનોની વિશાળ વર્ગની માલિકીનો અંત આવે – આ પ્રકારની ભયંકર ઘટના એ મૂડીના એકત્રિકરણની પૂર્વભૂમિકા છે. સીધું ઉત્પાદન કરનાર પાસેથી ક્રૂર રીતે ઉત્પાદનનાં સાધનો છીનવી લેવામાં આવે છે અને આ ક્રિયા તદ્દન નીચ પ્રકારની, ક્રૂર અને પાશવી ઇચ્છાઓ પોષવા માટે થાય છે. પોતે જ ઉત્પન્ન કરેલી ખાનગી મિલકતનું સ્થાન બીજાની મજૂરીમાંથી ઉત્પન્ન થયેલી ખાનગી મિલકત લે છે." મૂડીના ઉદ્ભવનું વર્ણન કરતાં માર્ક્સ આ પ્રમાણે લખે છે.

હિંસા અને ત્રાસના પાયા ઉપર રચાયેલી એવી આ મૂડીવાદી સમાજરચના, આ બધું છતાંયે, એની પુરોગામી એવી સરંજામી સમાજરચના કરતાં તો પ્રગતિશાળી હતી જ. મિલકતને એકત્રિત કરીને, મજૂરીને સામાજિક સ્વરૂપ આપીને, અને શ્રમ–વિભાગને વિસ્તારીને ઉત્પાદક બળોના ખૂબ વિશાળ વિસ્તાર માટેની પૂર્વભૂમિકા મૂડીવાદે રચી છે. મૂડીવાદી ઉત્પાદક સંબંધોનો જ્યારે જગતના મોટા ભાગ ઉપર વિસ્તાર થાય છે ત્યારે પછી એક મૂડીદાર બીજા મૂડીદારની મિલકત હજમ કરવા પ્રવૃત્ત થાય છે.

ઉત્પાદનનાં સાધનોમાં જેમ જેમ નવી શોધ થતી જાય છે તેમ તેમ મજૂર વર્ગની પરિસ્થિતિમાં પણ પલટો થતો જાય છે. સ્ત્રીઓ અને બાળકો પણ ઉદ્યોગનાં ક્ષેત્રમાં મહત્ત્વનો ભાગ ભજવતાં થઈ જાય છે. કલાકાર કારીગરનું સ્થાન સામાન્ય મજૂર લઈ શકે એવી પરિસ્થિતિ રોજ ને રોજ ઊભી થતી જાય છે. માનવીનું સ્થાન યંત્રો લેતાં જાય છે તેમ તેમ મજૂરની હાલત કફોડી થતી ચાલે છે અને યંત્રોનો વેગ વધે છે અને ઉત્પાદન ઝડપી બને છે તેથી શોષણનું પ્રમાણ વધતું જાય છે.

પણ ઉત્પાદનનાં સાધનોની પ્રગતિનું સૌથી વધારે અસરકારક પરિણામ તો એ આવ્યું છે કે તેને પરિણામે મજૂરોની એક આખી એવી સેના ઊભી થઈ છે, જેને યુદ્ધના કાળમાં અથવા તો હડતાળો તોડવાના કામમાં જ કામ મળી શકે અને એ સિવાયના વખતમાં જેને ઊભા રહેવાની પણ જગા ન મળે.

મૂડીદારો વચ્ચે અંદરઅંદર અને આંતરરાષ્ટ્રીય બજારમાં જે હરીફાઈ થાય છે તેને પરિણામે વધારે ને વધારે ઉત્પાદન થાય છે અને આ રીતે થયેલા ઉત્પન્નને વેચાણ મળતું નથી. મૂડીદારી સમાજરચનામાં ઉત્પાદનનાં સાધનોના વિકાસનું એક અનિવાર્ય

પરિણામ એવું છે કે તેમાં બજારમાં વેચાઈ શકે તેના કરતાં વધારે ઉત્પાદન થઈ જાય છે અને પછી આર્થિક આંધી આવે છે. મૂડીવાદે એક એવો રાક્ષસ ઊભો કર્યો છે, જેને તે કબજામાં નથી રાખી શકતો. મૂડીવાદી ઉત્પાદન–પ્રથા સ્વભાવતઃ વ્યવસ્થાહીન છે અને આ અવ્યવસ્થા વધારે ભીષણ સ્વરૂપ લે છે તેનું કારણ તો એવું છે કે વધતા જતા ઉત્પાદનને પહોંચી વળે એટલા પ્રમાણમાં બજારનો વિકાસ થઈ જ નથી શકતો. વર્તમાન સમાજ એક મૂળભૂત વિરોધની પકડમાં આવી ગયો છે. આજે ખાણો, કારખાનાં અને વ્યવહારનાં સાધનોનું સ્વરૂપ સામાજિક બની ગયું છે–જાણે ઉત્પાદન જ સામાજિક બની ગયું છે. પણ એ ઉત્પાદનમાં વિનિયમ અને વહેંચણી આજે વ્યક્તિઓના કાબૂમાં છે. સામાજિક રીતે થતું ઉત્પાદન આજે મૂડીદાર વ્યક્તિની વ્યવસ્થા નીચે રહે છે. આ મૂળભૂત વિરોધને પરિણામે જ વર્તમાન સમાજના બધા વિરોધો ઊભા થાય છે. આ મૂળભૂત વિરોધને પરિણામે જ મૂડીદાર અને મજૂર વર્ગ વચ્ચેનો વિગ્રહ આજના સમાજમાં જન્મે છે.

એક આર્થિક આંધી આવી ગયા પછી ફરીને તેજીનો સમય આવે છે પણ ફરીને આંધી આવ્યા વિના નથી રહેતી. પણ જગત જે આંધીમાં આજે સપડાયું છે તેનું સ્વરૂપ જુદા જ પ્રકારનું છે. તે આંધીમાંથી ફરીને તેજીનો કાળ ન જ આવે એમ ન કહી શકાય, પણ એના પછી મૂડીવાદ પ્રગતિ અને આબાદીને માર્ગે તો નહિ જ જઈ શકે એમ આપણે આગળ ઉપર જોઈશું.

આવી આંધી આવે છે તે આજની રચનાના વિરોધોને વધારે ને વધારે ખુલ્લા પાડે છે. વૈજ્ઞાનિક સમાજવાદની આ માન્યતાનો આપણે ખૂબ વિરોધ થતો જોઈએ છીએ, પણ એ વિરોધ પાયા વિનાનો છે. આ સિદ્ધાંત મૂડીવાદના આખા તબક્કાને દૃષ્ટિ સમક્ષ રાખીને રચવામાં આવ્યો છે અને આંતરરાષ્ટ્રીય મૂડીવાદને એ લગા-

ડવાનો છે. કોઈ નાના કાળ માટે અથવા જગતના એક વિભાગમાં ચોક્કસ વૈજ્ઞાનિક કારણોને પરિણામે આપણે આ સિદ્ધાંત જોડે બંધબેસતી પરિસ્થિતિ ન જોઈએ તો તેથી એ સિદ્ધાંતને ખોટો માની લેવાની ભૂલ આપણે ન કરવી ઘટે. ઈંગ્લંડ જેવા દેશમાં મૂડીવાદનો ઉદય પહેલાં થયો અને પછી એમણે બીજાં રાષ્ટ્રોને શાહીવાદી શોષણના સકંજામાં લીધાં. એ કારણે એ પોતાના દેશના મજૂરોને થોડા કાળને માટે સંતુષ્ટ રાખી શક્યા તેથી આપણે એમ તો ન જ માની શકીએ કે આ મૂડીવાદનું એક લક્ષણ જ છે. શાહીવાદનું એ લક્ષણ છે અને એક હેતુ પણ છે એમાં શંકા નથી, પણ જગત ઉપરની બજાર અનંત નથી, જેથી શાહીવાદ અવરોધ વિના વધ્યે જ જાય. એનીયે મર્યાદા આવી જાય છે અને પછી મૂડીવાદના વિરોધો દેખાયા વિના નથી રહી શકતા. વળી, ઈંગ્લંડ સિવાયના યુરોપના દેશોમાં પણ ઔદ્યોગિક ક્રાંતિ અને મૂડીવાદનો વિકાસ થયા વિના નથી રહ્યો. પરિણામે એ રાષ્ટ્રોને પણ બજારની જરૂર તો પડી જ છે, અને આ રીતે બજારની જે જરૂરિયાત ઊભી થઈ તેમાંથી શાહીવાદી અથડામણો ઊભી થઈ છે.

એટલે, મૂડીદારી સામાજિક રચનાના વિકાસમાં એવો કાળ તો આવે જ છે, જ્યારે ઉત્પાદનનાં સાધનોની વ્યક્તિની માલિકી ઉત્પાદનની પદ્ધતિના સામાજિક સ્વરૂપ જોડે અથડામણમાં આવે છે અને પરિણામે મજૂર અને મૂડીદાર વચ્ચે તીવ્ર વર્ગવિગ્રહ જાગ્યા વિના નથી રહેતો.

મૂડીવાદી ઉત્પાદન–પ્રથાનો ઇંગ્લંડમાં સૌથી પહેલો વિકાસ થયો. પોતાના બજારમાં વેચાઈ શકે એથી વધારે માલ ઇંગ્લંડ ઉત્પન્ન કરવા લાગ્યું. પણ એકલા માલ માટે જ ઈંગ્લંડને બજારની જરૂર રહે એવો કાળ તો થોડા જ સમયમાં વીતી ગયો. ઈંગ્લંડના ઉદ્યોગો જે નફાના ઢગલા ઊભા કરતા હતા એને ક્યાંક રોકવા તો

પડે જ. મૂડીદારો પોતાને જે નફો થાય છે તેને માત્ર બૅંકમાં જમા કરીને સંતુષ્ટ નથી રહી શકતા, એ નફાને એ નવા નફા ઊભા કરતી મૂડીમાં ફેરવી નાખવા મથે છે, એટલે મૂડીદારોને પોતાની મૂડીના રોકાણ માટે નવાં ને નવાં ક્ષેત્રોની જરૂર પડે છે. શાહીવાદના વિસ્તારને પરિણામે આ રીતે જે પ્રદેશોમાં હકૂમત મળી હોય છે એ પ્રદેશોમાં આ મૂડીદારો પોતાની મૂડી રોકે છે. આ રીતે ઇંગ્લંડ જેમ બીજા પ્રદેશોમાં શાહીવાદનો વિસ્તાર કરતું હતું તેમ જ જર્મની, ફ્રાન્સ વગેરે રાષ્ટ્રો પણ કરતાં હતાં. પણ આ હરીફાઇમાં જર્મની સૌથી પાછળ હતું. જર્મનીમાં ઔદ્યોગિક ક્રાંતિ ખૂબ ઝડપથી થતી હતી અને એ રીતે ઉત્પન્ન થતા માલ માટે તેને પૂરતું બજાર મળતું ન હતું એટલે જર્મની અને યુરોપનાં બીજાં રાષ્ટ્રો વચ્ચે ૧૯૧૪–૧૮માં અથડામણ થઈ. જગતની નવેસરથી વહેંચણી કરવાનો એ કાળે પ્રયત્ન થયો.

પણ આ યુદ્ધમાં શોષિત વર્ગનું હિત ક્યાં હતું? એક દેશના મૂડીદારો અને બીજા દેશના મૂડીદારોનાં હિતોની અથડામણમાં વિના કારણ એ બંને દેશના મજૂર–કિસાનો લડી મરતા હતા. લેનિને એ પરિસ્થિતિમાં આ યુદ્ધનું સાચું પૃથક્કરણ કર્યું અને જગતભરના મજૂરોને એણે આવાહન આપ્યું: “આ યુદ્ધ શાહીવાદી છે. મજૂરોને એ યુદ્ધમાં રસ નથી. બધા જ દેશના મજૂરોએ આ શાહીવાદી યુદ્ધને પોતાના દેશમાંના વર્ગીય યુદ્ધમાં ફેરવી નાખી સત્તા કબજે કરવી જોઈએ.” પણ લેનિનની આ વાત એક રશિયાના અને બીજા કેટલાંક નાનાં યુરોપીય રાષ્ટ્રોના કામદાર આગેવાનો સિવાય કોઈને ગળે ન ઊતરી. રશિયાના મજૂરો અને શોષિતો લેનિનના માર્ગે ગયા અને ત્યાં મૂડીવાદનો મૃત્યુઘંટ વાગી ગયો. બીજા દેશના મજૂરો એ માર્ગે ન ગયા અને પરિણામે ત્યાં મૂડીવાદ કાયમ રહ્યો અને ફાસિઝમનો ઉદય થયો.

ફાસિઝમ એ મૂડીવાદના અંતકાળનું જ એક સ્વરૂપ છે. મજૂર-

વર્ગની જાગૃતિના જુવાળ સામે જ્યારે પ્રજાતંત્રવાદનો દંભ મૂડીવાદ નથી ટકાવી શકતો ત્યારે તેણે સ્પષ્ટ રીતની વર્ગીય સરમુખત્યારીની સ્થાપના કરવી પડે છે. ફાસિઝમ એ આ પ્રકારની સરમુખત્યારી છે. ઇટલીમાં, જર્મનીમાં અને યુરોપના ઘણા દેશોમાં ખુલ્લા સ્વરૂપે ફાસિઝમ ગયા મહાયુદ્ધ પછી અસ્તિત્વમાં આવ્યું છે અને ઇંગ્લંડ કે તેના જેવા બીજા દેશોમાં પણ ખુલ્લું નહિ તો ઢાંકલું ફાસિઝમ આવી તો ગયું જ છે.

ઇંગ્લંડ જેવા દેશોમાં મૂડીવાદનો ખૂબ વિકાસ થઈ ગયો છે અને પરિણામે તેના વિરોધો સ્પષ્ટ રીતે દેખાવા લાગ્યા છે, એટલું જ નહિ, પણ ચીન અને હિંદુસ્તાન જેવા પછાત ગણાતા દેશોમાં પણ મૂડીવાદના વિરોધો ખુલ્લા થવા લાગ્યા છે અને પરિણામે આજે જગતભરમાં પ્રત્યેક દેશમાં તીવ્ર આંતરિક વિગ્રહ ચાલી રહ્યો છે.

આજે મૂડીનું એકત્રિકરણ રાષ્ટ્રીય દૃષ્ટિએ ખૂબ થઈ જવા લાગ્યું છે એટલે રાષ્ટ્રીય દૃષ્ટિએ હરીફાઈનું પ્રમાણ ઘટ્યું છે એ વાત સાચી છે, પણ આંતરરાષ્ટ્રીય બજારમાં તો એક અણુઅટક્યું આર્થિક યુદ્ધ ચાલ્યા જ કરે એવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ છે.

ઉત્પાદનનાં અને વ્યવહારનાં સાધનોમાં એટલો બધો વિકાસ થઈ રહ્યો છે, જેને પરિણામે બેકારીનું પ્રમાણ ઝડપથી વધતું જાય છે. મજૂરો, કિસાનો અને મધ્યમવર્ગીય કેળવાયેલો વર્ગ કંગાળ ને વધારે કંગાળ બનતો જાય છે. એટલે આજે મૂડીદારી સમાજરચના ઉત્પાદક બળોની યોગ્ય વ્યવસ્થા કરી શકે એવી સ્થિતિ રહી જ નથી. વળી, આજની ઉત્પાદન – પ્રથાનું સ્વરૂપ જ એવું છે, જેમાં મૂડીદાર વર્ગ જરૂરી નથી રહ્યો. આજની વિકસિત ઉત્પાદન – પ્રથાનું સંચાલન મૂડીદારો નથી કરતા, એનું સંચાલન તો કરે છે કેળવાયેલા નિષ્ણાતો. એટલે મૂડીદાર તો મોટે ભાગે ઉપરઉપરથી નફો ખાવાનું જ કામ કરે છે.

સુધારવાદીઓની એક દલીલ છે કે મૂડીવાદ પોતાની મેળે જ ધીમે

ધીમે સમાજવાદ તરફ જતો જાય છે. જેમ જેમ મૂડીવાદની મુશ્કેલીઓ વધે છે તેમ તેમ રાજ્ય ઉદ્યોગોના સંચાલન ઉપર અને ઉત્પાદન ઉપર વધારે કાબૂ મેળવે છે એ વાત સાચી છે, પણ એ રાજ્યસત્તા ઉપરનો કાબૂ મૂડીદારોનો જ છે. એટલે જે વધારે બળવાન એવા મોટા મૂડીદારો હોય છે તે રાજ્યસત્તાનો ઉપયોગ કરીને ઉદ્યોગો ઉપર કબજો મેળવે છે અને એ રીતે નાના મૂડીદારોની જ મુશ્કેલીઓ વધારે છે. અને આ રીતે જ્યારે મૂડીદારી રાજયસત્તા સારાયે રાષ્ટ્રના આર્થિક જીવન ઉપર સરમુખત્યારી સત્તા ધરાવવા માંડે છે ત્યારે એ રાજ્યસત્તાનો ઉપયોગ બીજા દેશના મૂડીદારો જોડે અથડામણો ઊભી કરવા માટે ખૂબ સફળતાપૂર્વક થઈ શકે છે. એટલે જ ફાસિઝમ યુદ્ધ તરફ દોરી જનારું સૌથી મોટું બળ બની જાય છે. આ રીતે રાજ્યસત્તા ઉત્પાદન ઉપર વધારે કાબૂ મેળવે એને સમાજવાદ તરફની પ્રગતિ તરીકે ગણાવવામાં મોટી ભૂલ છે.

મૂડીવાદી સામાજિક રચનાના આ વિરોધોમાંથી સમાજની મુકિત સાધવી તે મજૂર વર્ગનું ઐતિહાસિક કાર્ય છે. મજૂર વર્ગને એના આ ઐતિહાસિક કાર્ય વિષે સમજણ પાડવી એ વૈજ્ઞાનિક સમાજવાદી આંદોલનનું અને વૈજ્ઞાનિક સમાજવાદી પક્ષનું કાર્ય છે.

[૨]

મૂડીવાદ અનિવાર્ય રીતે શાહીવાદને જન્મ આપે છે એમ આપણે આગળ જોયું છે. હિંદુસ્તાન શાહીવાદના શોષણનો ભોગ બનેલો દેશ છે એટલે શાહીવાદના સ્વરૂપનો ખ્યાલ આપણે માટે તો ખાસ જરૂરી છે.

સામ્રાજ્યોનું અસ્તિત્વ તો ખૂબ પ્રાચીન છે. અશોકનું સામ્રાજ્ય હતું, ચંદ્રગુપ્તનું સામ્રાજ્ય હતું, સિકંદરનું સામ્રાજ્ય હતું અને રોમન સામ્રાજ્ય હતું. પણ આ બધાં સામ્રાજ્ય અને વર્તમાનકાળનાં સામ્રાજ્યોનાં સ્વરૂપમાં મોટો ભેદ છે. એ સમયે બધા દેશોની આર્થિક

સ્થિતિ લગભગ સમાન હતી. સરંજામશાહી સામાજિક રચના એ કાળમાં પ્રચલિત હતી. કાં તો રાજાની મહત્ત્વાકાંક્ષા એ સામ્રાજ્યની સ્થાપનાનું કારણ બનતું, કાં તો વસવાટ માટેનો વધારે સારો પ્રદેશ મેળવવાની વૃત્તિ એ આવું કારણ બનતું. મધ્ય એશિયાની જાતિઓએ જ્યારે બીજા પ્રદેશો ઉપર આક્રમણ કર્યાં ત્યારે એમનો આશય સામ્રાજ્યરચનાનો નહોતો, એમનો આશય તો હતો પોતાને માટે ઘર શોધવાનો.

મૂડીદાર ઉદ્યોગ ચલાવે છે નફો કરવા. નફો કરવા માટે તેને પોતાનાં કારખાનાંમાં ઉત્પન્ન થયેલો માલ વેચવા બજાર જોઈએ. પણ પોતાના જ દેશના બજારથી આ કાર્ય સંપૂર્ણ રીતે નથી સરતું. એક દેશમાં ઉદ્યોગનો વિકાસ થાય એટલે તે જ દેશના બજારમાં તો હરીફાઈ વધી જાય અને પરિણામે પૂરતો નફો ન મળે, એટલે પછી બીજા દેશનાં બજારોની શોધ થાય છે. જે દેશમાં ઉત્પાદનનાં અને એવાં બીજાં સાધનોનો વિકાસ ઓછો થયો હોય તેવા દેશનાં બજાર કબજે કરવાનો પ્રયત્ન ઉદ્યોગપ્રધાન દેશ કરે છે. મૂડીદાર પોતે તો આ રીતે રાજકીય સત્તા કબજે ન કરી શકે પણ તેના દેશની સરકાર તેનું આ કાર્ય કરી આપે છે. તે સરકાર ઉપર આખરી સત્તા તો મૂડીદાર વર્ગની જ હોય છે એટલે આ શક્ય બને છે. પણ આ રીતની બજારની શોધમાં એક જ દેશ ઉપર એકથી વધારે ઉદ્યોગપ્રધાન મૂડીદારી રાષ્ટ્રોની નજર પડે તો ઝઘડા થાય છે, પણ આ ઝઘડા બજાર માટેના જ ઝઘડા છે એમ જાહેર રીતે કહેવામાં નથી આવતું. કંઈ ને કંઈ બહાનું શોધી કાઢીને યુદ્ધ જાહેર કરવામાં આવે છે અને પછી દેશજનોને સ્વદેશાભિમાનને નામે એમાં સામેલ કરવામાં આવે છે—કોઈ કોઈ વાર ન્યાયનું કે પ્રજાતંત્રની રક્ષાનું બહાનું પણ બતાવવામાં આવે છે.

આર્થિક નિયંત્રણના માર્ગ અનેક છે. રાજકીય આધિપત્ય એ

આ માટેનો મુખ્ય માર્ગ છે. ભારત પરનું બ્રિટનનું આધિપત્ય, એબિસીનિયા પરનું ઇટલીનું આધિપત્ય, મંચુરિયા પરનું જાપાનનું આધિપત્ય—આ સૌ આનાં દૃષ્ટાંત છે.

રાજકીય સત્તાનો ઉપયોગ મૂડીદારી રાષ્ટ્રો પોતાનાં હિત માટે શી રીતે કરે છે તેનું દૃષ્ટાંત પણ આપણો ઇતિહાસ પૂરું પાડે છે. ૧૮૧૫માં હિંદુસ્તાનમાંથી લગભગ બે કરોડ પાઉંડની કિંમતનું કાપડ ઇંગ્લંડમાં નિકાસ કરવામાં આવ્યું હતું. એ જ વર્ષમાં ઇંગ્લંડથી હિંદુસ્તાનમાં માંડ માંડ ચાર લાખ જેટલી કિંમતનું કાપડ આવ્યું હતું. એ પછીનાં સત્તર વર્ષમાં આખી પરિસ્થિતિ બદલાઈ ગઈ. ૧૮૩૨માં હિંદુસ્તાનથી માત્ર પંદર લાખ પાઉંડનું કાપડ ઇંગ્લંડ ગયું અને ત્યાંથી સાઠ લાખની કિંમતનું કાપડ આપણે ત્યાં આવ્યું. આટલો મોટો પલટો થઈ ગયો શી રીતે? આ પલટો થવાનું કારણ સરકારની અર્થનીતિ છે. ઇંગ્લંડથી જે કાપડ હિંદમાં આવે તેના ઉપર ખૂબ થોડી જકાત નાખવામાં આવતી હતી, જ્યારે હિંદથી ઇંગ્લંડ જતા કાપડ ઉપર ખૂબ મોટી જકાત નાખવામાં આવતી હતી.

બ્રિટનની અવળી અર્થનીતિને પરિણામે હિંદુસ્તાનના ઔદ્યોગિક વિકાસનું રૂંધન થઈ રહ્યું છે. એને પરિણામે આપણા દેશની સંપત્તિ બહાર ચાલી જતી રહી છે. જ્યારે જગતભરનાં રાષ્ટ્રો સુવર્ણસંગ્રહની નીતિ અખત્યાર કરે છે ત્યારે આપણા દેશમાંથી કરોડો રૂપિયાનું સોનું ઇંગ્લંડ તરફ જતું રહે છે.

હૂંડિયામણનું અન્યાયી અને બ્રિટનતરફી નિયમન એ અવળી અર્થનીતિનું એક પ્રધાન અંગ છે. સાચી રીતે તો હૂંડિયામણનો આ દર આપણા દેશના વેપારની જરૂરને લક્ષમાં રાખીને મુકરર થવો જોઈએ. એક રૂપિયામાં જેટલી કિંમતની ચાંદી હોય અને એક પાઉંડમાં જેટલી કિંમતનું સોનું હોય તેના પ્રમાણ પર આ હૂંડિયામણના દર

નક્કી થવા જોઈએ. પણ આજે એમ નથી થતું. આજે તો કાયદાથી હૂંડિયામણનો એક દર ચોક્કસ કરી નાખવામાં આવ્યો છે. આને પરિણામે બ્રિટનના વેપારીઓને હિંદુસ્તાનનો કાચો માલ સસ્તા દરે મળે છે અને ઇંગ્લંડનો કારખાનાંમાં બનેલો માલ હિંદુસ્તાનમાં સસ્તો પડે છે.

બીજા દેશ ઉપર આ રીતની રાજકીય સત્તા મેળવવાનો માર્ગ એ સામ્રાજ્યશાહીનો મુખ્ય માર્ગ છે. પણ કેટલાક સંજોગોમાં આ પ્રથા બરાબર અનુકૂળ નથી લાગતી ત્યારે બીજા માર્ગો અખત્યાર કરવામાં આવે છે. આવા માર્ગોમાં એક માર્ગ છે પોતાની લાગવગના વિસ્તારનો. ગયા મહા-વિગ્રહ પહેલાંના ઈરાનનું દૃષ્ટાંત આ માર્ગનું સ્વરૂપ સમજાવે છે. ઈરાનને તો કોઈએ કશું પૂછ્યું પણ નહિ અને બ્રિટન અને ઝારશાહી રશિયાએ અંદરઅંદર મળીને સમજૂતી કરી લીધી કે ઈરાનના એક ભાગને બ્રિટિશ લાગવગનો પ્રદેશ ગણવો અને બીજા ભાગને ઝારશાહી રશિયાની લાગવગનો પ્રદેશ ગણવો. પછી તો પોતાનાં હિતોની રક્ષા માટે એ બંને રાષ્ટ્રોએ પોતાનાં લશ્કરો પણ ઈરાનમાં રાખ્યાં અને ત્યાંની સરકારને દબાવવાનો આરંભ કર્યો. ઈરાનના સૈન્યમાં અને પોલીસખાતામાં રશિયન અને અંગ્રેજ અફસરો રખાવીને એના સ્વાતંત્ર્યને રૂંધવાનો આ પ્રયત્ન હતો. ઈરાનમાં તેલના પુષ્કળ કૂવા છે અને તેનો ઉપયોગ પોતાનાં આર્થિક હિતોને માટે આ બે દેશ કરતા હતા. પણ ત્યાં મહાવિગ્રહ આવ્યો અને રશિયામાં સમાજવાદી સત્તાની સ્થાપના થઈ. તેણે જાહેર કર્યું કે સ્વતંત્ર રાષ્ટ્રોમાં લાગવગનાં ક્ષેત્રો જેવું કશું જ ન જોઈએ, એટલે પછી બ્રિટન માટે પણ કોઈ બહાનું ન રહ્યું અને ઈરાનને પોતાનું સ્વાતંત્ર્ય મળ્યું.

ત્રીજો માર્ગ બીજા રાજ્યને પોતાના રક્ષણમાં લેવાનો છે. બીજાં રાજ્યોનાં આક્રમણમાંથી કોઈ રાજ્યનું રક્ષણ કરવાની જવાબદારી લઈ સામ્રાજ્યવાદી રાજ્ય તેનો બીજાં રાજ્યો જોડેનો સંબંધ તોડી

નાખે છે. મિસર આનું દૃષ્ટાંત છે. મહા-વિગ્રહ શરૂ થયો ત્યાં સુધી મિસર તુર્કસ્તાનના સામ્રાજ્યનો એક વિભાગ હતું. ત્યાંનો રાજા ખેદીવ કહેવાતો. યુદ્ધનો આરંભ થયો કે તરત જ મિસરને સ્વાતંત્ર્ય જાહેર કરવાની સલાહ બ્રિટને આપી, અને એવું સ્વાતંત્ર્ય જાહેર થયું કે તરત જ બ્રિટને તેને પોતાના રક્ષણમાં લીધું. પછી તો મિસરના બધા જ મંત્રીઓને એક એક અંગ્રેજ "સલાહકાર" આપવામાં આવ્યો અને એ "સલાહકાર" જ પછી તો સાચો મંત્રી બની ગયો.

મિસર જેવું બીજું દૃષ્ટાંત કોરિયાનું છે. કોરિયાને જાપાને ચીનથી સ્વતંત્ર બનવાની સલાહ આપી, પછી તેને પોતાના રક્ષણમાં લીધું અને છેવટે ત્યાં પોતાની સીધી હકૂમતની સ્થાપના કરી.

ચોથો માર્ગ છે આયાત-નિકાસ ઉપરના અંકુશનો. કોઈ બળવાન રાષ્ટ્ર બીજાં રાષ્ટ્રોનાં આયાત-નિકાસ ઉપર નિયમન રાખી ત્યાં પોતાનાં આર્થિક હિતોને આગળ વધારે છે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોએ આ નીતિ અખત્યાર કરી છે. મનરો સિદ્ધાંતના નામથી ઓળખાતો સિદ્ધાંત અમેરિકા ઉપરના પોતાના આર્થિક પ્રભુત્વને ટકાવી રાખવા માટે જ એ સંયુક્ત રાજ્યોએ રચ્યો છે.

આ રીતે સામ્રાજ્ય-વિસ્તારની જે કંઈ શક્યતા હતી એ હવે પૂરી થઈ ગઈ છે. સામ્રાજ્ય-વિસ્તારનો આરંભ થયો ત્યારે તો આફ્રિકા, હિંદુસ્તાન વગેરે મોટાં મોટાં ક્ષેત્રો હતાં. આફ્રિકામાં તો સમાજ જંગલી હતો એટલે ત્યાં તો વસાહતો પણ ઊભી થઈ શકે. હિંદુસ્તાન જેવા પ્રદેશોમાં વસાહતો ન થઈ શકી પણ શોષણ તો ત્યાં પણ વિસ્તાર પામ્યું.

પણ આજે હવે સ્થિતિ જુદા પ્રકારની બની ગઈ છે. પૃથ્વીમાંનો પ્રદેશ પૂરો થઈ ગયો છે. પૃથ્વી રબર જેવી નથી કે તેને ખેંચીને લાંબી બનાવી શકાય. આફ્રિકા અને એશિયાના ઘણાખરા ભાગ ઉપર સામ્રાજ્યવાદી જાળ ફેલાઈ ગઈ છે.

બીજી પણ એક મુશ્કેલી છે. શોષિત દેશોમાં પણ પ્રગતિ થતી જાય છે. ત્યાંની પ્રજા જાગૃત બનતી જાય છે અને શોષણનો સામનો કરે છે. પરિણામે સામ્રાજ્યશાહી દેશોની મુશ્કેલી વધે છે.

સામ્રાજ્યશાહી દેશોના આજે બે વિભાગ પડી ગયા છે. જગતના મોટા ભાગ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપી બેઠેલાં એવાં રાષ્ટ્રો અને જેમને સામ્રાજ્યો નથી અથવા થોડાં છે એવાં મૂડીદારી રાષ્ટ્રો. બ્રિટન પહેલા વર્ગનું રાષ્ટ્ર છે અને ઇટલી અને જર્મની બીજા વર્ગનાં છે. આને પરિણામે અથડામણો ઊભી થાય છે અને અંતે ભીષણ હત્યાકાંડસમાં યુદ્ધો થાય છે.

આ પરિસ્થિતિમાંથી નીકળવાનો એક માત્ર માર્ગ છે. એ માર્ગ છે સામ્રાજ્યશાહીના અંતનો. પણ સામ્રાજ્યશાહી તો મૂડીવાદનું સંતાન છે એટલે મૂડીદારી સામાજિક રચનાનો અંત ન આવે ત્યાં સુધી સામ્રાજ્યશાહીનો અંત ન આવી શકે.

[૩]

વર્તમાન સામાજિક રચનાનું સામ્રાજ્યશાહી પછી વિકાસ પામેલું સ્વરૂપ ફાસિઝમ છે. તેને વિષે સંક્ષિપ્ત નિર્દેશ તો આપણે આગળ કર્યો છે.

સામ્રાજ્યવાદને લેનિને મૂડીવાદની સર્વોચ્ચ કક્ષા તરીકે ગણાવ્યો છે. મૂડીવાદના વિકાસની એ મર્યાદા છે. એને પરિણામે અંતે અથડામણો ઊભી થાય છે અને એ અથડામણોમાં જે મૂડીદારી રાષ્ટ્રો ફાવી શકતાં નથી તેની સ્થિતિ કફોડી થાય છે. એ કાળે એ રાષ્ટ્રોનું રાજકીય ચોકઠું ખૂબ નબળું પડી ગયું હોય છે. એ દેશના મજૂર વર્ગની એ કાળે ફરજ ઊભી થાય છે કે તેમણે રાજકીય સત્તાનો કબજો લેવો, પણ જો આ રીતે કબજો ન લે તો મૂડીદાર વર્ગ પ્રજાતંત્રવાદનો દંભ દૂર કરીને ખુલ્લી સરમુખત્યારીની સ્થાપના કરે

છે. આ સરમુખત્યારી જ ફાસિઝમ છે. ફાસિઝમ મજૂર વર્ગને વિપથ-ગમનને કારણે થતી સજા છે. ફાસિઝમનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે ગણાવી શકાય :

(૧) ઉત્પાદક બળોનો એટલો બધો વિકાસ થઈ જાય કે જ્યારે તે ઉત્પાદક સંબંધો જોડે અથડામણમાં આવે અને પરિણામે મૂડીદારી સામાજિક રચના ભયમાં આવી પડે. આ સ્થિતિમાં મૂડીવાદ ઉત્પાદક બળોના વિકાસનું રૂંધન કરવા માટે તે બળોનો વિકાસ કરે.

(૨) આ રીતના ઉત્પાદક બળોના વિકાસ સામે સ્વાભાવિક રીતે જ ઉત્પાદક વર્ગ વિરોધ કરે છે. એને દબાવી દેવા માટે મૂડીદારી સરમુખત્યારીની સ્થાપના થાય છે.

(૩) મજૂર-ચળવળ મૂડીદારી-સામાજિક રચનાને ભયરૂપ છે. એ જ આ રચનાનો એક માત્ર સાચો શત્રુ છે. મજૂર વર્ગ જાગૃત બનીને જો સામાજિક સત્તા કબજે કરે તો મૂડીદારી સમાજ-રચનાનો અંત આવી જાય. એટલે, જ્યારે મૂડીવાદ તેના અંતકાળના તબક્કામાં પ્રવેશ કરે છે ત્યારે એ મજૂર-ચળવળને રૂંધવાનો પ્રયાસ કરે છે, મજૂર-ચળવળનો વર્ગવિગ્રહને માર્ગે થતો વિકાસ અટકાવવા એ કોશિશ કરે છે અને વર્ગીય સહકારના ધોરણ તરફ એને લઈ જવાનો એ પ્રયત્ન કરે છે. આપણા દેશમાં પણ આપણે મજૂર-ચળવળને આ માર્ગે વાળવાનો પ્રયત્ન થતો જોઈએ છીએ. અમદાવાદનું મજૂર મહાજન એ આ પ્રકારનું જ એક દૃષ્ટાંત છે. "આદર્શવાદી" મહાત્મા ગાંધીના મગજમાંથી ઉત્પન્ન થયેલી એ યોજના નથી પણ સંપૂર્ણ રીતે વર્ગ-જાગૃત એવા શેઠ અંબાલાલ સારાભાઈની યોજનાને પરિણામે આ સંસ્થા રચાઈ છે.

(૪) પ્રજાતંત્રવાદનું તંત્ર આ પરિસ્થિતિમાં મૂડીવાદને પાલવતું નથી. મૂડીદારી સમાજરચનાના અન્યાયો એટલા બધા સ્પષ્ટ થઈ ગયા છે કે જાગૃત કામદાર વર્ગ પોતાના મત સમાજવાદી પક્ષોને જ આપે એવી સ્થિતિ ઊભી થવા લાગે છે, એટલે જ્યારે આવા વિસ્તૃત મતાધિકારને પરિણામે વૈજ્ઞાનિક સમાજવાદી બહુમતી આવી જવાની પરિસ્થિતિ ઊભી થાય છે ત્યારે પ્રજાતંત્રને ભાંગી નાખી સરમુખત્યારીની સ્થાપના થાય છે. કદાચ સ્પેન જેવા કોઈ દૃષ્ટાંતમાં પ્રગતિવાદી બળો બહુમતીમાં આવે તોપણ તેને મૂડીદાર વર્ગ કચડી નાખે છે. એને એ રીતે કચડી નાખવામાં જર્મની અને ઈટલી જેવાં રાજ્યો ખુલ્લી મદદ કરે છે, તો બ્રિટન જેવાં રાજ્યો આડકતરી રીતે મદદ કરે છે. પણ અંતે તો પ્રજાતંત્રનો નાશ જ થાય છે અને સરમુખત્યારી પ્રથાની સ્થાપના થાય છે.

(૫) બૅંકો અને મોટા ઉદ્યોગો ઉપર રાજ્યનો કાબૂ વધે છે. એ રીતે મોટા મૂડીદારો આખા દેશના અર્થતંત્ર ઉપર કાબૂ મેળવે છે. નાના નાના વેપારીઓ અને મધ્યમવર્ગીય નાગરિકોની સ્થિતિ કફોડી બનતી જાય છે.

(૬) આ તબક્કામાં જે મૂડીદારી રાષ્ટ્રો સામ્રાજ્ય ધરાવતાં હોય તે સામ્રાજ્યમાંનાં રાષ્ટ્રોનાં અર્થતંત્ર ઉપર પોતાનો કબજો સ્થાપે છે. ૧૯૩૫ના આપણા શાસનધારાએ આ કાર્ય કર્યું છે. આપણા બૅંકીંગ ઉપરની સર્વ સત્તા ધારાસભાના હાથમાં નથી પણ વાઈસરૉયના હાથમાં છે. એ વાઈસરૉય ભારતમંત્રીનાં ફરમાન ઉઠાવવાને બંધાયેલા છે અને ભારતમંત્રી બ્રિટિશ મૂડીદારી જમાતના પ્રતિનિધિ છે. આપણા અર્થતંત્રનું સૌથી મહત્ત્વનું અંગ રેલવે છે અને તેનો કાબૂ પણ આવી રીતે વાઈસરૉય મારફતે બ્રિટિશ મૂડીદારી વર્ગના હાથમાં જ છે.

(૭) પોતાના પ્રદેશના વિસ્તાર માટે ફાસિસ્ટ રાજ્યો નિરંતર યુદ્ધની તૈયારી કરે છે અને પરિણામે યુદ્ધ ઊભાં થાય છે. ફાસિઝમની સ્થાપના એ શાહીવાદી યુદ્ધનું પરિણામ અને કારણ એમ બંને બની જાય છે.

(૮) આ બધું શક્ય બનાવવા માટે મૂડીદાર વર્ગે આમજનતાના એક ભાગને પોતાના પક્ષમાં લીધા વિના ચાલતું નથી, એટલે મૂડીવાદ વિરુદ્ધની મોટી મોટી વાતો કરીને, કેટલીક વાર તો સમાજવાદનું નામ ધારણ કરીને પણ, પક્ષો રચવામાં આવે છે અને એવા પક્ષો મારફતે રાજ્યસત્તા કબજે કરવામાં આવે છે. હિટલરનો રાષ્ટ્રીય સમાજવાદી પક્ષ એ આ પ્રકારની રચના છે. એ પક્ષને સૌથી વધારે સહાય જર્મની, બ્રિટન, ફ્રાન્સ વગેરે દેશોના મૂડીદાર વર્ગોએ જ કરી હતી.

આજની સામાજિક રચનામાં ઘણાંખરાં મૂડીદારી રાષ્ટ્રોમાં ઉપરનાં લક્ષણોમાંનાં ઘણાંખરાં દેખાય છે. જર્મની અને ઇટલીમાં એ સ્પષ્ટ સ્વરૂપે દેખાય છે તો ઇગ્લંડ અને અમેરિકા જેવા દેશોમાં તેને ખૂબ કાળજીપૂર્વક ઢાંકવામાં આવ્યાં છે એટલું જ.

## [ ૪ ]

વર્તમાન સામાજિક રચનાનું જ્યારે નિરૂપણ કરીએ ત્યારે જગતના પાંચમા ભાગ પર જેનો વિસ્તાર છે એવા સોવિયેટ સંઘનો નિર્દેશ કર્યા વિના ન ચાલે.

લેનિન અને સ્ટેલિનની આગેવાની નીચે સોવિયેટ સંઘની પ્રજાઓએ મૂડીદારી-સામાજિક રચનાનો વિનાશ કરી નાખ્યો છે. મજૂર વર્ગની સરમુખત્યારીની સ્થાપના કરી એમણે સમાજમાંના વર્ગોનો અંત આણ્યો છે અને વર્ગવિહીન સામાજિક રચનાની સ્થાપના કરી છે. સોવિયેટ સંઘની સ્થાપના પહેલાં તો સમાજવાદ એ માત્ર

કલ્પના અને ગણતરીનો વિષય હતો. આજે તો એનાં પ્રત્યક્ષ ઉદાહરણ અને સફળતા સોવિયેટ સંઘ પૂરાં પાડે છે. મૂડીદારી સમાજરચના જોડે સમાજવાદી સમાજરચનાની તુલના સોવિયેટ સંઘની સ્થાપનાને પરિણામે શક્ય બની છે. આજે એ સોવિયેટ સંઘની સફળતામાંથી જગતભરનો શોષિત સમુદાય પ્રેરણા મેળવે છે અને તેથી તો એ સોવિયેટ સંઘને તોડી પાડવાનાં અનેક કાવતરાં મૂડીદારી રાજ્યો કરે છે અને તેની સામે તદ્દન અસત્ય એવો ગંદો પ્રચાર કરે છે.

સોવિયેટ સંઘ પણ ભારતવર્ષની જેમ એક મહારાષ્ટ્ર છે. ત્યાંની ૯૦ ટકા પ્રજા ખેતીના વ્યવસાય ઉપર આધાર રાખનારી હતી. ઓગણીસમા શતકના આખરના સમયથી એ પ્રદેશમાં ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ થયો. વીસમા શતકનાં પહેલાં પંદર વર્ષમાં આ ક્રાંતિએ ખૂબ વેગથી પ્રગતિ કરી. પરિણામે ત્યાં મજૂર વર્ગ ઝડપથી વધવા લાગ્યો. એ મજૂરવર્ગ સામે બીજાં મૂડીદારી રાષ્ટ્રોના મજૂરોના અનુભવનો બોધ હતો, અને તેમને લેનિન જેવો આગેવાન મળ્યો. વળી, રશિયાનું રાજ્યતંત્ર બધાં જ મૂડીદારી રાજ્યતંત્રોમાં નબળું હતું. મહા-વિગ્રહની પરિસ્થિતિમાં રશિયા જર્મની સામેનાં યુદ્ધોમાં હારતું હતું. આ પરિસ્થિતિનો લાભ લઈ રશિયાના બોલ્શેવિક પક્ષે ક્રાંતિ કરી અને સત્તા કબજે કરી. એમણે સત્તાનો ઉપયોગ મૂડીદારી પ્રથાના નાશ માટે કર્યો. ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકીની સ્થાપના કરી. એ રીતે એમણે ઉત્પાદનના સામાજિક સ્વરૂપ જોડે ઉત્પાદક સંબંધોની જે અથડામણ હતી તે દૂર કરી અને પરિણામે ઉત્પાદક બળોના વિકાસને વેગ આપ્યો. આથી ઉત્પાદન ખૂબ વધી ગયું અને સમાજની જરૂરિયાતો વધારે ને વધારે પ્રમાણમાં પૂરી થવા લાગી. પરિણામે, સોવિયેટ સંઘના પ્રદેશમાં આજે બેકારી નથી, આંધી નથી, શોષણ નથી. સૌ કોઈ ત્યાં કામ કરે છે અને સૌ કોઈ ત્યાં રોજી અને રોટી મેળવે છે. એક માનવીની મહેનતનું શોષણ કરી બીજો માનવી તાગડધિન્ના કરે એવી ત્યાં પરિસ્થિતિ નથી. નફા માટે

ઉત્પાદન કરવાને બદલે સામાજિક જરૂરિયાતોને અનુલક્ષીને યોજનાપૂર્વકનું ઉત્પાદન ત્યાં થાય છે. અને આ કારણોએ જ આજે સોવિયેટ જગતમાં સૌથી વધારે બળવાન અને સુખી એવો રાષ્ટ્ર-સમુદાય છે.

[ ૫ ]

વર્તમાન સામાજિક રચનામાં વિરોધો છે તેના ઉકેલનો માર્ગ પણ છે તેમ સોવિયેટ સંઘની સફળ ક્રાંતિએ બતાવ્યું છે. પણ એ ક્રાંતિની સાથે સાથે એમ પણ બતાવ્યું છે કે આ સામાજિક પલટો આપમેળે નથી થઈ જવાનો. ક્રાંતિકારી પરિસ્થિતિ ઊભી થઈ જાય એટલે આપમેળે જ ક્રાંતિ નથી થઈ જતી. આજ પહેલાં પણ અનેક સમયે શતકો સુધી માનવજાત જંગાલિયત અને આંધીના સમયમાંથી પસાર થઈ છે. જગત-ક્રાંતિના આજના આગેવાન બિરાદર સ્ટેલિને સોવિયેટ સંઘના કમ્યુનિસ્ટ પક્ષની સત્તરમી મહાસભામાં સાચું જ કહ્યું હતું કે, "ક્રાંતિની સફળતા આપમેળે નથી આવી પડતી. એને માટે તૈયારી કરવાની રહે છે અને તે હાંસલ કરવાની રહે છે. એવી પરિસ્થિતિ ઘણીવાર ઊભી થાય છે, જ્યારે ક્રાંતિની શક્યતા હોય; જ્યારે મૂડીદાર વર્ગ અવ્યવસ્થિત અને નબળો હોય; પણ તોયે ક્રાંતિની સફળતા નથી થતી કારણ કે મજૂર વર્ગનો એવો ક્રાંતિકારી પક્ષ અસ્તિત્વમાં નથી હોતો, જે આમજનતાને પોતાની પાછળ દોરી શકે અને પોતાના હાથમાં સત્તાનાં સૂત્રો ધારણ કરી શકે."

એકવીસ વર્ષનાં આંદોલન અને પ્રયત્ન પછી આજે આવા ક્રાંતિકારી પક્ષો જગતનાં બધાં જ રાષ્ટ્રોમાં અસ્તિત્વમાં આવ્યા છે. એ પક્ષોનું કાર્ય મજૂર વર્ગને એમ સમજાવવાનું છે કે મજૂર વર્ગની સરમુખત્યારી દ્વારા સોવિયેટ તંત્રની સ્થાપના કર્યા વિના આજના વિરોધોનો ઉકેલ નથી. આજની રચનામાં જે કિસાનો, કામદારો અને મધ્યમવર્ગીય નાગરિકો પાયમાલ થઈ ગયા છે તેને એમણે

બતાવવાનું છે કે વર્તમાન સામાજિક રચનામાં એમનો ઉગાર શકય નથી. ફાસિઝમ જેવી વિચારસરણીઓ જે મધ્યમવર્ગીય તરંગરચના રજૂ કરે છે તે મૂડીદારી સમાજરચના ટકાવી રાખવા માટેનું એક કરતૂક જ છે.

સોવિયેટ સત્તાની ક્રાંતિકારી સ્થાપના દ્વારા જ રોટી, શાંતિ અને જમીન મળી શકે એમ છે એમ ૧૯૧૭માં રશિયાનો કમ્યુનિસ્ટ પક્ષ મજૂરો અને કિસાન જનતાને સમજાવી શકયો. આ એક જ એવી સત્તા છે, જેણે પ્રજાને રોટી અને શાંતિ આપ્યાં છે; આ એક જ એવી સત્તા પણ છે, જેણે સમાજમાંની પ્રત્યેક વ્યક્તિને કામ મેળવવાનો અધિકાર અને પોતાના વ્યક્તિત્વના સંપૂર્ણ અને સ્વતંત્ર વિકાસની તક પણ આપ્યાં છે. આનું કારણ કંઈ ન સમજાય તેવું નથી. દારિદ્રયને કારણે નહિ, કુદરતનાં બળો ઉપરના કાબૂના અભાવે નહિ, પણ નવી સામાજિક રચના તેના ગર્ભમાં છે તે કારણે જે સમાજ જગતને જંગાલિયત તરફ ધસડી રહ્યો છે તેને, નવી સામાજિક રચના માટેનો માર્ગ સાફ કરવા માટે, મજૂર વર્ગ જ બળપૂર્વકની પ્રવૃત્તિ દ્વારા દૂર કરી શકે.

આજની સામાજિક રચનાનો મૂળભૂત વિરોધ – ઉત્પાદનનું સામાજિક સ્વરૂપ અને તેના ખાનગી વહીવટ વચ્ચેનો વિરોધ – ખાનગી મિલકતના વિનાશ વિના નહિ ઊકલી શકે. ખાનગી મિલકતના નાશમાં જેનું સૌથી વધારે હિત છે એવા મજૂર વર્ગમાં જ્યારે એ કાર્ય કરવાની શક્તિ અને ભાન આવે ત્યારે એ થાય. સોવિયેટ સંઘમાં આ વિરોધનો ઉકેલ થયો છે તેથી જગતના બીજા દેશોમાં એ વિરોધ વધ્યો છે. સોવિયેટ સંઘમાંથી તો મૂડીવાદ અને તેની સાથે સાથે જ બેકારી અને કંગાલિયત, શોષણ અને રાષ્ટ્રીય દમન નાશ પામ્યાં છે અને સમાજવાદી પ્રજાઓના સહકારે તેનું સ્થાન લીધું છે. પણ આ પ્રદેશમાં મૂડીવાદનો અંત આવ્યો છે એ કારણે

તો બીજા મૂડીદારી પ્રદેશોમાં વિરોધ વધારે તીવ્ર બન્યો છે. મૂડીદાર વર્ગ સમાજનો શાસક વર્ગ રહેવા માટે હવે નાલાયક બની ગયો છે. તેની ગુલામી કરનારને પણ આજીવિકા આપી શકે એવી સ્થિતિ તેની નથી રહી. મજૂર વર્ગની ભયંકર દુર્દશા થતી તે નથી અટકાવી શકતો.

રોટી, શાંતિ અને જમીન માટેની લડત એ આજની આમ-જનતાની મુખ્ય લડત છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેનું એ પહેલું પગલું છે. મૂડીવાદ આ પરિસ્થિતિ સમજી ગયો છે એટલે એ જનતાને ભોળવવા નવો દંભ ઊભો કરે છે. મૂડીવાદ અને સમાજવાદ વચ્ચે એક એવી કોઈ યોજના શક્ય છે એમ મૂડીવાદ કહે છે. મધ્યયુગી સરમુખત્યારી, સડેલો રાષ્ટ્રવાદ અને આમજનતાની ગુલામી સિવાય કશું જ આ યોજનામાં નથી એમ અનુભવ આપણને બતાવે છે. વૈજ્ઞાનિક સમાજ-વાદ એ જ એકમાત્ર એવો માર્ગ છે, જે ભૂતકાળનાં શુભ તત્ત્વોનો મજૂર વર્ગના વર્તમાન વર્ગવિગ્રહ જોડે સમન્વય કરે છે અને સમાજવાદી વર્ગવિહીન સમાજરચનાની સ્થાપનાનો માર્ગ બતાવે છે.

પણ જે વૈજ્ઞાનિક સમાજવાદ આ કાર્યનો માર્ગદર્શક બને છે એ કોઈ તરંગી સિદ્ધાંત નથી. માર્ક્સવાદ કોઈ જડ વિજ્ઞાન નથી. એ છે આચરણને માર્ગદર્શક બનતો એક માર્ગ. અર્વાચીન પરિસ્થિતિને જે સાચે જ નાબૂદ કરે છે એવું તે આંદોલન છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટેના સંગ્રામમાં મજૂર વર્ગને દોરતી વિચારસરણી તે માર્ક્સવાદ છે એમ લેનિને કહ્યું છે. માર્ક્સવાદનો આરંભ તો બીજા તરંગી ખ્યાલોની જેમ જ ૧૮૪૮ પહેલાં થયો હતો પણ એ તરંગી ખ્યાલોને ૧૮૪૮ ની લડતોએ ફટકો માર્યો. ૧૮૪૮ માં માર્ક્સ અને એંગલ્સે જે કમ્યુનિસ્ટ જાહેરનામું બહાર પાડ્યું તેમાં એમણે જગતની તવા-રીખનું પૃથક્કરણ વર્ગવિગ્રહોની તવારીખ તરીકે કર્યું અને પૃથક્કરણ સાચું પડ્યું. આ રીતે માર્ક્સ અને એંગલ્સ વૈજ્ઞાનિક મજૂરવર્ગીય

સમાજવાદના સર્જકો થયા. ૧૮૪૮થી ૧૮૭૧ના સમય દરમિયાન અવૈજ્ઞાનિક સમાજવાદનું અવસાન થયું અને પહેલા આંતરરાષ્ટ્રીય મજૂર-મંડળની (૧૮૬૪-૧૮૭૨) સ્થાપના થઈ. જર્મન સમાજવાદી પક્ષનો પણ આ કાળમાં જ ઉદ્ભવ થયો.

૧૮૭૧માં પારિસના મજૂરોએ સત્તા કબજે કરી. તેના અનુભવોએ માકર્સવાદમાં મહત્ત્વનો ફાળો આપ્યો અને પરિણામે માકર્સવાદનો સ્વીકાર કરતા રાજકીય પક્ષો અનેક સ્થળે રચાયા. મજૂર વર્ગ જ પોતાની સત્તાની સ્થાપના દ્વારા મૂડીવાદના વિરોધોનો ઉકેલ કરી શકે એમ આ બધી લડતોને પરિણામે પુરવાર થયું.

૧૯૦૫ની રશિયાની ક્રાંતિએ, બોલ્શેવિક પક્ષના તકવાદીઓ જોડેના ઝઘડાઓએ, અને બીજા આંતરરાષ્ટ્રીય મજૂર-મંડળ જોડેના લેનિનના વિરોધે પુરવાર કર્યું કે ક્રાંતિકારી માકર્સવાદમાં પ્રચંડ શક્તિ ભરી છે. ૧૯૧૪માં તકવાદીઓની હાર થઈ. ૧૯૧૪-૧૮ના શાહીવાદી વિગ્રહને પરિણામે જગતના એક મહાન મૂડીદારી રાષ્ટ્રમાં ક્રાંતિ થઈ, એટલું જ નહિ, પણ જગતભરમાં વિસ્તરતા ક્રાંતિકારી કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ (આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ પક્ષોની મધ્યસ્થ સંસ્થા)ની સ્થાપના થઈ. આજે બીજા આંતરરાષ્ટ્રીય મજૂર-મંડળનો અસ્ત થવા લાગ્યો છે પણ ત્રીજું આંતરરાષ્ટ્રીય મજૂર-મંડળ (કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ) બળવાન ને વધારે બળવાન થતું જાય છે. એ જે લડતો ચલાવે છે તે રોજ ને રોજ હજારો કિસાનો ને કામદારોને, મધ્યમ વર્ગને અને બુદ્ધિમાન વર્ગને ખાતરી કરાવે છે કે એક માત્ર વૈજ્ઞાનિક સમાજવાદ, જે ક્રાંતિકારી માકર્સવાદ છે, તેના વિના મૂડીવાદના વિરોધોનો ઉકેલ નથી અને તેના વિના જગત ઉપર શાંતિની સ્થાપનાની શક્યતા નથી.

૬

# સમાજવાદનું અર્થવિજ્ઞાન

**અર્થવિજ્ઞાન** એટલે સામાજિક જરૂરિયાતોના ઉત્પાદનને પરિણામે જન્મતા સંબંધોનું વિજ્ઞાન. એ ઉત્પાદન વર્તમાન સામાજિક રચનામાં જે રીતે થાય છે અને તેની વહેંચણી–વિનિમય વગેરે જે રીતે થાય છે તેને પરિણામે જે વિરોધો ઉત્પન્ન થાય છે તે વિરોધોનાં કારણ અને પરિણામની ચર્ચા સમાજવાદી દૃષ્ટિનું અર્થવિજ્ઞાન કરે છે.

સામાજિક જરૂરિયાતોના ઉત્પાદન માટે ચાર અંગો, મૂડીદારી અર્થવૈજ્ઞાનિકોની દૃષ્ટિએ, આવશ્યક ગણાયાં છે. જમીન, મૂડી, મજૂરી અને વ્યવસ્થાપક એ આ ચાર અંગો છે. આજની સામાજિક રચનામાં જમીન અને મૂડી ખાનગી માલિકોનાં છે. એનાં પરિણામ શું આવે છે એ આપણે આપણા પૃથક્કરણમાં જોઈશું. સમાજવાદી રચનામાં અર્થતંત્રનું સ્વરૂપ કેવું હોય એ પણ આપણે આ પુસ્તકના છેલ્લા પ્રકરણમાં જોઈશું. આજની પરિસ્થિતિમાંથી સીધું તાર્કિક પરિણામ સમાજવાદી રચના જ છે એમ બતાવવાની આપણે કોશિશ કરીશું.

ઉત્પાદનનાં આ સાધનોમાં જમીનનું મહત્ત્વ ખૂબ મોટું છે. એ જમીનમાંથી ખેતી દ્વારા અનાજ પાકે છે, એ જમીન ઉપરનું ઘાસ ચરી ઢોર જીવે છે અને એ ઢોરનાં દૂધનો, માંસનો, વાળનો ઈત્યાદિનો અનેક રીતે માનવી ઉપયોગ કરે છે. એ જમીનમાંથી લોખંડ, કોલસા વગેરે અનેક પ્રકારનાં ખનીજ નીકળે છે અને એ માનવીના વિધવિધ ઉપયોગમાં આવે છે. પણ આપણે અહીં પ્રથમ ખેતીની જમીનની જ ચર્ચા કરશું. બીજા પ્રકારના ઉપયોગો મુખ્યત્વે કારખાનાં દ્વારા થાય છે અને તેથી તેને વિષેની ચર્ચા તો મજૂર અને મૂડીદારના સંબંધની ચર્ચામાં આવી જશે, પણ કિસાન અને જમીનદારનો સંબંધ પણ તાત્ત્વિક દૃષ્ટિએ તો મજૂર–મૂડીદારના સંબંધ જેવો શોષક અને શોષિત વચ્ચેનો જ સંબંધ છે એટલે તેની ચર્ચા પહેલાં કરશું.

જમીનના ઉપયોગની ત્રણ પ્રકારની પ્રથાઓ અસ્તિત્વમાં છે. એક પ્રથામાં ખેડૂત જમીનનો માલિક હોય છે અને તે રાજ્યને કર ભરતો હોય છે. એ કર તેની આવકનો અમુક ભાગ હોય છે. બીજી પ્રથામાં જમીન રાજ્યની માલિકીની હોય છે અને ખેડૂત રાજ્યને મહેસૂલ ભરતો હોય છે. ત્રીજો પ્રકાર એવો છે, જેમાં જમીન જમીનદારની માલિકીની હોય છે અને જમીનદાર રાજ્યને મુકરર માલગુજારી આપે છે અને કિસાનને તેની મજૂરી પૂરતું આપે છે અને બાકીની રકમ એ હજમ કરી જાય છે. સીધી કે આડકતરી રીતે આ ત્રીજા પ્રકારની પ્રથા જ આજે જગતના મોટા ભાગ ઉપર પ્રચલિત છે. આપણા ગુજરાત જેવા જે પ્રદેશો રૈયતવારી પ્રદેશો ગણાય છે ત્યાં પણ સાચી રીતે તો નાના નાના જમીનદારો જ છે અને જમીનની માલિકી ન ધરાવતો એવો મોટો કિસાન વર્ગ છે. આપણા ભીલ, દૂબળા, ધારાળા વગેરે કિસાન–મજૂરો જ છે.

રાજ્ય અને કિસાન વચ્ચે આવો જમીનદાર વર્ગ અનાદિકાળથી અસ્તિત્વ ધરાવતો ન હતો. સરંજામી–સામાજિક રચનામાં જમીનની

માલિકી ધરાવતો આવો વચ્ચેનો વર્ગ ન હતો. એ અસ્તિત્વમાં આવ્યો શી રીતે? પ્રાચીન ભારતવર્ષમાં તો એવા કોઈ વર્ગનું અસ્તિત્વ જ ન હતું. પઠાણ અને મોગલ શહેનશાહતના કાળમાં કે મરાઠાના કાળમાં આપણે ત્યાં જમીનદારી પ્રથા ન હતી. આ નવી ચીજની હિંદુસ્તાનને બ્રિટનની સામ્રાજ્યશાહીએ ભેટ કરી છે. ક્યાંક ક્યાંક તો નાના નાના રાજાઓને જમીનદાર બનાવી દેવામાં આવ્યા છે. પણ મોટે ભાગે આ પદ્ધતિ બીજી રીતે જ અસ્તિત્વમાં આવી છે. બ્રિટિશ સત્તાની સ્થાપના પહેલાં મોગલ સમયના નવાબોએ કિસાનો પાસેથી માલગુજારી ઉઘરાવવાના ઇજારા આપી રાખ્યા હતા. નવાબો દુર્બળ હતા એ કારણે કેટલાક ઇજારદારો પોતે જ રાજા બની ગયા. બનારસના મહારાજા આનું દૃષ્ટાંત છે. પણ બીજા ઇજારદારો સ્વતંત્ર ન બની શક્યા પણ સાથે સાથે એ એટલા બળવાન તો બની જ ગયા હતા કે એમનો ઇજારો નવાબ છીનવી ન શકે. આ ઇજારદારો જમીનના માલિક જેવા બનવા લાગ્યા જ હતા. આ સ્થિતિમાં અંગ્રેજ અમલ આવ્યો. અંગ્રેજોને એક એવા વર્ગની જરૂર હતી, જે નવાબોને વફાદાર ન હોય, જે કિસાનોને કબજામાં રાખી શકે અને અંગ્રેજ હકૂમતને સહાય કરે. આ ઇજારદાર વર્ગ એવા પ્રકારનો વર્ગ હતો, જેનો સાથ મેળવવામાં આવે તો તે અંગ્રેજ હકૂમતને ટેકારૂપ બની રહે. ઇંગ્લંડમાં સોળમા શતકથી જમીનદારી પ્રથા વિસ્તાર પામવા લાગી જ હતી. એ પ્રથાને અનુસરીને અંગ્રેજ શાહીવાદે હિંદમાં પણ આ ઇજારદાર લોકોને જમીન ઉપરના માલિકી-હક્ક સુપ્રત કરી એક નવો જમીનદાર વર્ગ ઊભો કરી દીધો.

ભલે જમીનદારને જમીનદારી ગમે તે માર્ગે મળી, પણ સવાલ એ થાય છે કે આરંભમાં તેણે એ મેળવી શી રીતે? જે જમીનદાર જેટલી હદ સુધી કિસાનોને દબાવી શક્યો તેટલી હદ સુધી તેણે જમીન ઉપર સ્વામિત્વની સ્થાપના કરી પણ જો જમીનદારે બાહુ-

બળથી એમની સત્તાની સ્થાપના કરી હોય તો પછી કિસાનમાં એટલું બળ આવે કે તે એને કાઢી શકે અને પાછો એ પોતાની જમીનનો કબજો લઇ પણ શકે. વળી, બાહુબળથી જમીન મેળવવામાં આવી હોય તો સભ્ય લોકોની દૃષ્ટિએ એ અધિકાર ન્યાયી પણ ન લાગે.

બીજો એક એવો જવાબ આપી શકાય કે જમીનદારને રાજ્ય તરફથી આ જમીન મળી છે. પણ રાજ્યની માલિકીની જે વસ્તુ નથી તે રાજ્ય કોઈને આપી જ શકે શો રીતે? અને બ્રિટિશ કંપનીના આગમન પહેલાં તો આ જમીન ઉપર સ્વામિત્વ ભોગવનાર કિસાન જ હતા. ઇજારદાર જમીનના માલિક નહોતા, એ તો હતા માત્ર મહેસૂલ ઉઘરાવનારા અધિકારીઓ. એટલે આ જવાબ પણ ન્યાયી નથી લાગતો.

રાજ્યની જ માલિકીની જમીન હોય તોપણ એ જ્યારે કોઈને આપવામાં આવે ત્યારે એ ભેટનું કારણ તો હોવું જ જોઈએ. રાષ્ટ્ર-સેવાનું કે પ્રજાસેવાનું એવું મહાન કાર્ય કર્યું હોય તેને કદાચ ઇનામ આપવામાં આવે એ સમજી શકાય, પણ આ જમીનદારોએ તો રાષ્ટ્રસેવાને બદલે રાષ્ટ્રદ્રોહ જ કર્યો છે અને તેથી એમનું જમીન ઉપરનું સ્વામિત્વ અન્યાયી જ છે.

કેટલાક જમીનદારો એમ કહે છે કે અમે તો જમીનદારી ખરીદી છે, એનું મૂલ્ય આપ્યું છે અને સરકારમાં અમારી મિલકતનો રજિસ્ટરથી દસ્તાવેજ પણ કરાવ્યો છે, એટલે અમારો આ જમીનદારી ઉપરનો હક્ક તદ્દન વાજબી છે. પણ એક વસ્તુ પૈસા આપીને ખરીદ કરવામાં આવે તેથી તે ખરીદી ન્યાયી નથી બની જતી. એ વસ્તુ વેચનારને એ વેચવાનો ન્યાયી હક્ક હોવો ઘટે. જમીનદારોએ આ રીતે જે જમીન લીધી છે તે સરકાર પાસેથી લીધી છે. પણ સરકારનો એ જમીન પર કોઈ પણ પ્રકારનો

માલિકી–હકક હતો જ નહિ તો પછી એ જમીનની એમની માલિકી ન્યાયી શી રીતે ઠરે?

એટલે આમાંનો કોઈ ઉત્તર સંતોષકારક નથી. રિકાર્ડો નામના યુરોપીય અર્થવૈજ્ઞાનિકે એક મહેસૂલનો સિદ્ધાંત રચ્યો છે. એ સિદ્ધાંત આ પ્રશ્ન ઉપર પ્રકાશ નાખે છે.

આરંભકાળમાં તો જમીનની માલિકી કોઈની નહિ હોય. જેને જે જમીન ખેડવી હોય તે ખેડવા લાગે. જમીન પુષ્કળ હોય અને જનસંખ્યા થોડી હોય ત્યાં સુધી તો આ પરિસ્થિતિ ચાલુ રહે, પણ ધીમે ધીમે એવી સ્થિતિ આવે, જ્યારે આ રીતે જુદા જુદા માણસો બધી જમીનનો કબજો લઈ લે. પછી જો જનસંખ્યા વધે તો ખાલી જમીન ન મળી શકે. પછી તો જેને જમીનની જરૂર હોય તેણે જમીનના જૂના માલિકો પાસે જ જવાનું રહે. આ રીતે જ્યારે એ બીજાની જમીન માગે ત્યારે એવી શરત કરે કે મારું અને મારા કુટુંબનું ભરણપોષણ થયા પછી જમીનના ઉત્પન્નમાંથી જે કંઈ બચશે એ તમને આપીશ. એ આરંભના કાળમાં બહુ બચત રહે એવું તો ન હોય પણ જમીનના માલિકને તો લાગે જ કે પોતે બધી જમીન ખેડી શકતો નથી તો ભલે ને બીજો તે ખેડે, અને એમાંથી થોડીઘણી આવક તો થશે જ.

શરૂઆતમાં ફળદ્રુપ જમીન આ રીતે ઉપયોગમાં આવી હશે. પછી જ્યારે ઓછી ફળદ્રુપ જમીન ઉપર ખેતી થવાની શરૂઆત થઈ હશે ત્યારે ફળદ્રુપ જમીનનું ભાડું–મહેસૂલ–વધતું ગયું હશે. આમ ક્રમે ક્રમે આ મહેસૂલનું પ્રમાણ વધે છે. જમીનનો માલિક તો એમાં કશું જ નથી કરતો અને છતાં એને વધારે પૈસા મળે છે.

ઓછી ફળદ્રુપ જમીનની ખેતી શરૂ થાય તેથી વધારે ફળદ્રુપ જમીનની જેમ કિંમત વધે તેમ જ બીજાં કારણોએ પણ વધે છે.

જમીન પાસેથી સડક નીકળે, નજીકમાં રેલવેનું સ્ટેશન થાય, વગેરે વગેરે કારણોએ પણ તેની કિંમત વધે. આવાં જ કારણોએ જે જમીન ઉપર મકાન બંધાયાં હોય તેની કિંમત પણ વધે છે, એટલે એ મકાનોનું ભાડું પણ વધે છે.

કદાચ કોઈ જમીનમાંથી ખનીજ નીકળી પડે તો તેથી પણ જમીનદારને લાભ થઈ જાય છે, જો કે એ ખનીજની દૃષ્ટિએ એ જમીનની કિંમત આપવામાં આવી નથી હોતી.

આ બધાં ઉદાહરણ એક વાત સ્પષ્ટ કરે છે. જમીનની માલિકી જે વ્યક્તિની ગણાય છે એ વિના પરિશ્રમે વધારે ને વધારે મહેસૂલ મેળવે છે. સરકાર જ્યારે આવકવેરો લે છે ત્યારે એક નીચામાં નીચી એવી મર્યાદા મુકરર કરે છે, જેથી નીચેની આવક માટે આવકવેરો ન આપવો પડે; પણ જમીનદાર તો ગમે તેટલી થોડી આવક હોય તોયે મહેસૂલ વસૂલ કર્યા વગર ન રહે. અને સરકાર પણ રૈયતવારી પ્રદેશોમાં આવા જમીનદાર જેવી જ નીતિ અખત્યાર કરે છે.

પણ જમીનદારનો આવું મહેસૂલ લેવાનો હક્ક વાજબી છે? આરંભમાં તો જે જેટલી જમીન દબાવી શકે તેટલીનો સ્વામી તે બની જાય. એટલે પછી તેનો અધિકાર કાયમી થઈ જાય. એનું કશું ન્યાયી કારણ નથી. આંતરરાષ્ટ્રીય રાજ્યકારણમાં પણ આવો જ પ્રશ્ન ઊભો થાય છે. યુરોપનાં જુદાં જુદાં રાજ્યો આફ્રિકામાં, અમેરિકામાં, ઓસ્ટ્રેલિયામાં, જ્યાં જ્યાં જેટલી જમીન ઉપર કબજો મેળવી શક્યાં તેટલી જમીન ઉપર તેમણે અધિકાર જમાવ્યો પણ પછી ઈટલી અને જાપાન જેવાં નવાં રાજ્યો ઊભાં થયાં અને એમને પણ સામ્રાજ્યની જરૂર ઊભી થઈ. હવે એમના મૂડીવાદનો વિકાસ શી રીતે થાય? પણ જૂનાં મૂડીદારી રાષ્ટ્રો પણ પોતાનો કબજો કેમ છોડે? એટલે જ પરિણામે અથડામણો થઈ અને યુદ્ધો થયાં. આજે પણ એવાં યુદ્ધો થાય છે.

એટલે, પહેલો જેણે કબજો લીધો તેની અને તેના વારસોની તે જમીન ઉપર માલિકી એ ન્યાય પણ બરાબર નથી. જમીન સાફ કરીને ખેતીને યોગ્ય જે કરે તે ભલે તેના ઉપર અધિકાર ભોગવે, પણ પછી તેના વારસો પણ તેવો અધિકાર ભોગવે તેનો કશો જ અર્થ નથી. સાચી રીતે તો જમીનની માલિકી સારાયે સમાજની જ હોવી ઘટે. તેના ઉપર જે કામ કરે તે તેટલા પ્રમાણમાં ફળ મેળવે, અને તેમાં પણ તેની જરૂરિયાતથી વધારે ઉત્પન્ન થાય તો તે સમાજને જ મળવું જોઈએ.

પણ કદાચ જમીન ઉપરની માલિકી સ્વીકારી લઈએ તો એટલું વાજબી લાગે છે કે તે તેનું મહેસૂલ લે, પણ કોઈ પણ કારણે જ્યારે એ જમીનનું ઉત્પન્ન વધે ત્યારે એ મહેસૂલ શા માટે વધે ? એમાં જમીનદાર ક્યાં નવી મહેનત કરવા નીકળે છે ?

આ દલીલો વર્તમાન જમીનદારી પ્રથા અને મહેસૂલપદ્ધતિને અન્યાયી ઠરાવવા માટે પૂરતી છે.

આવી આ જમીનદારી પ્રથા આજે તાત્કાલિક નાબૂદ કરવામાં આવે તો તેનાથી પરિસ્થિતિમાં કંઈ મુશ્કેલી ઊભી થાય એમ છે ? નથી લાગતું કે એવી કોઈ મુશ્કેલી ઊભી થાય. આજે જમીનદાર બિલકુલ બિનજરૂરી છે. કદાચ સરંજામી સમાજના કામમાં આવા ઉઘરાતદારની જરૂર હશે. કદાચ એ કાળમાં ન્યાયની અદાલતો, પોલીસ વગેરેની આજના જેવી વ્યવસ્થિત યોજનાને અભાવે એ વર્ગ કંઈક ઉપયોગી કામ કરતો પણ હશે. પણ આજ તો એ વર્ગ તદ્દન વધારાનો છે. એક યુક્તપ્રાંતમાં જ આવો નકામો વર્ગ જનતાના બાર કરોડ રૂપિયા પ્રતિવર્ષ ખાઈ જાય છે. એ પ્રાંતમાં કિસાનો પાસેથી પ્રતિવર્ષ ૧૯ કરોડ રૂપિયા વસૂલ કરવામાં આવે છે અને એમાંથી માત્ર સાત કરોડ સરકારી તિજોરીમાં ભરવામાં આવે છે. એટલે સાત કરોડ રૂપિયા ઉઘરાવવા માટે આ જમીનદાર વર્ગને

બાર કરોડ રૂપિયા મળે છે. આ અર્થકારણ કેટલું અવળું ગણાવું જોઈએ? આ વર્ગને બદલે સરકાર જ જો સીધું મહેસૂલ ઉઘરાવે તો તદ્દન થોડા ખર્ચમાં એ કામ પતી શકે.

આ જમીનદારી પ્રથાની હાનિઓ પણ ઓછી નથી. એક તો વિના કારણ એ આ બાર કરોડ રૂપિયા લઈ જાય છે અને પરિણામે કિસાન વર્ગ ભયંકર કંગાલિયતમાં સબડયા કરે છે. એ વર્ગ વચ્ચે ન હોય તો આ રકમ કાં તો કિસાનો પાસે રહે અને એમની આર્થિક હાલત સુધરે, કાં તો એ સરકાર પાસે જાય તો કેળવણી આદિ ખર્ચમાં સુગમતા પડે.

વળી, જમીનદારોના હાથમાં સત્તા છે તેનો ઉપયોગ તેઓ કિસાનોનું વધારે શોષણ કરવામાં પણ કરે છે. અનેક પ્રકારના અન્યાયી લાગા તે ઉઘરાવે છે. તેઓ કિસાનો આગળ વેઠ પણ કરાવે છે. આવા તો અનેક અન્યાયો છે. આજે બંગાળ, બિહાર અને યુક્ત-પ્રાંતમાં એવા કેટલાયે મોટા મોટા જમીનદારો છે, જેની આવક કેટલાંયે દેશી રાજ્યો કરતાં પણ વધારે છે. કાયદા ભલે ગમે તેવા હોય, પણ આટલી મોટી સંપત્તિ ધરાવતો વર્ગ માત્ર મહેસૂલ ઉઘરાવનાર જ ન રહી શકે.

આ જમીનદારોની જમીન ઉપર કામ કરતા કિસાન એટલા બધા પાંગળા બની જાય છે કે અનેક પ્રકારની ચૂંટણીમાં એમને જમીનદારની મરજી અનુસાર મત આપવા પડે છે.

સરકારની દૃષ્ટિએ પણ આજે આ જમીનદાર વર્ગ હાનિકર છે. કિસાન વર્ગના વધતા જતા અસંતોષને દૂર કરવા માટે નાનું એવું પગલું લેતાં પણ સરકારને પોતે જ ઊભા કરેલા આ જમીનદારોથી ડરવું પડે છે. આજે હવે જે કામ માટે જમીનદાર વર્ગ ઊભો કરવામાં આવ્યો હતો તે કામ તો રહ્યું જ નથી, પણ તોયે સરકાર પોતે

રચેલી રચનાને તોડી નાખતાં અચકાય છે અને એને તોડી નાખવા જતાં જે પાંગળો પણ ટેકો સરકારને મળે છે તે તૂટી પડશે એવો ભય તેને લાગે છે.

જમીનદારો વિષેની આ બધી ચર્ચા ઘણે અંશે મોટાં શહેરોમાં મોટાં મકાનોની માલિકી ધરાવતા વર્ગને પણ લાગુ પડે છે. ચાલીના માલિકો, ભલે જમીનદાર જેટલી જોહુકમી ન ચલાવી શકે, પણ તેમની સત્તા પણ ઓછી નથી હોતી.

પણ જ્યારે કિસાનો કે ચાલીઓમાં રહેનારા મજૂરો સંગઠિત બનવા લાગે છે ત્યારે તેમની તાકાત વધી જાય છે. એ તાકાતથી જમીનદારને અને મકાન–માલિકને ડરવું પડે છે.

જમીનદારી પ્રથામાં કિસાનને જમીન ઉપર મમત્વ નથી રહેતું. ગમે તે ઘડીએ તેને તે જમીન ઉપરથી રુખસદ મળી શકે, તો પછી શા માટે તે જમીનને સુધારવાનો પ્રયત્ન કરે ?

જમીનની માલિકી જો વ્યક્તિઓના હાથમાં ન હોય તો કોના હાથમાં હોય એવો સ્વાભાવિક પ્રશ્ન અહીં ઊઠે છે. એવી માલિકી સમાજના હાથમાં જ હોઈ શકે. મહેસૂલ લેવાનો અધિકાર પણ સમાજનો જ છે. રક્ષણ, કેળવણી વગેરેનો પ્રબંધ કરવાની જવાબદારી પણ સમાજની છે. પણ આવી સામાજિક માલિકી સ્વતંત્ર રાષ્ટ્રમાં જ સંભવે. એટલે આ હેતુ પાર પાડવા માટેની પહેલી આવશ્યકતા સ્વાતંત્ર્યપ્રાપ્તિ છે.

જમીન ખેડનાર ખેડૂતને જ જમીનની માલિકી આપવાની કેટલાક હિમાયત કરે છે, પણ આ પ્રથામાં મુશ્કેલીઓ છે. જમીનની ખાનગી માલિકી આપવાની કેટલાક હિમાયત કરે છે, પણ આ પ્રથામાં મુશ્કેલીઓ છે. જમીનની ખાનગી માલિકીની પ્રથાનો સ્વીકાર કરવામાં આવે તો તેમાંથી ફરીને જમીનદારી પ્રથા ઊભી થવાનો

મોટો સંભવ છે. એક અથવા બીજું બહાનું કાઢીને ખાનગી માલિકીની જમીન એનો માલિક બીજાને આપ્યા વિના નહિ રહે. પછી બીજો સવાલ એ થશે કે તો આવી માલિકી ધરાવનાર જમીન વેચી શકે કે નહિ? જો વેચવાનો અધિકાર આપવામાં આવે તો જેમની પાસે ધન હોય તે ધીમે ધીમે જમીનના ટુકડા ખરીદી જમીનદાર બની જાય. વળી, જમીનના બહુ નાના નાના ટુકડા પડી જાય તો તેના ઉપર વૈજ્ઞાનિક કૃષિની શક્યતા પણ ન રહે. જો જમીન સામાજિક માલિકીની હોય તો તદ્દન અર્વાચીન વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરીને એ જમીનમાંથી ખૂબ મોટા પ્રમાણમાં પાક મેળવી શકાય. સોવિયેટ સંઘમાં સામૂહિક કૃષિની પદ્ધતિ દાખલ થઈ છે ત્યારથી ત્યાંનું પાકનું પ્રમાણ ખૂબ વધી ગયું છે.

[૨]

જમીન એ માનવીની જરૂરિયાતોના ઉત્પાદનનું પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે મુખ્ય સાધન છે. પણ એવાં જ બીજાં બે સાધન છે— મૂડી અને શ્રમ. આજની સામાજિક રચનામાં તો મૂડીનું વર્ચસ્વ એટલું વધી ગયું છે કે જમીન ઉપરની સત્તા મોટા મૂડીદારોના જ હાથમાં રહે છે. જમીનના પ્રશ્નમાં જેમ આપણે અન્યાય જોઈએ છીએ તેમ જ મૂડી અને શ્રમના પ્રશ્નમાં પણ અન્યાય છે જ છે. પણ તે અન્યાયનું સ્વરૂપ સમજવા માટે મૂડીનું સ્વરૂપ સમજવાની જરૂર છે.

માણસ પાસે જે સંપત્તિ હોય તે તેની મૂડી નથી. કોઠારમાં અન્નના ઢગલા હોય, કબાટમાં કપડાંના ગંજ હોય, તિજોરીમાં સોના-ચાંદીની પાટો પડી હોય અને તેનો ઉપયોગ માત્ર ઉપભોગ માટે થતો હોય ત્યાં સુધી તે મૂડી ન કહેવાય. અર્થવિજ્ઞાનની પરિભાષામાં "મૂડી" શબ્દનો ચોક્કસ અર્થ છે. સંપત્તિના જે ભાગનો ઉપયોગ ઉત્પાદનના કામમાં થાય તેને જ મૂડી કહેવાય. જે ધન ધનનું ઉત્પાદન કરવામાં વપરાય છે તે મૂડી છે. એવા ધનને આપણે પ્રજનક ધન

( Functional wealth ) એવું નામ આપી શકીએ. ધનમાંથી ધન કેવી રીતે ઉત્પન્ન થાય એવો અહીં સવાલ ઊઠે છે. શરાફી એ આનું સીધું દૃષ્ટાંત છે. કોઈને પૈસાની જરૂર પડે અને શરાફ એને રૂપિયા ધીરે છે, પણ પછી જ્યારે એ પૈસા પાછા લે ત્યારે આપ્યા હોય તેટલા એ નથી લેતો. એ આ પૈસાનું વ્યાજ લે છે. આ દૃષ્ટાંતમાં જે રૂપિયા ધીરવામાં આવ્યા તે બીજા રૂપિયા ઉત્પન્ન કરવાનું કામ કરે છે અને તેથી તે મૂડી બની જાય છે.

એક એવો કાળ હતો, જ્યારે માનવી પોતાની જરૂરિયાતો પોતાના અને પોતાના કુટુંબના શ્રમથી મેળવી લેતો. સંસ્કૃતિનો એ આદિકાળ હતો. પુરુષો શિકાર કે ખેતી કરી અન્ન લાવે, સ્ત્રી ખોરાક અને વસ્ત્ર તૈયાર કરે. એ કાળમાં જરૂરિયાતો થોડી હતી, જનસંખ્યા પણ એ સમયે ઘણી ન હતી; પણ જનસંખ્યા વધી, જરૂરિયાતો વધી, સંસ્કૃતિ વધી અને પરિણામે પોતાની બધી જરૂરિયાતો માનવી પોતે ઉત્પન્ન કરી શકે એવી સ્થિતિ ન રહી, એટલે પછી શ્રમ-વિભાગ શરૂ થયો. કોઈ અન્ન તો કોઈ વસ્ત્ર તો કોઈ બીજી વસ્તુઓ બનાવે અને પછી આ વસ્તુઓનો અદલોબદલો કરવામાં આવે.

આ અદલાબદલામાં જ વ્યાપારનાં બીજ છે. અન્ન ઉત્પન્ન કરનારને કાપડની જરૂર પડે તો એ વણકર પાસે જાય અને અન્ન આપીને કાપડ લાવે, પણ આ રીતની અદલાબદલાની પ્રથા આજે મહદ્અંશે નાબૂદ થઈ ગઈ છે.

આ રીતે બજારમાં જે ચીજો વેચવા માટે લાવવામાં આવે તેને માલ ( Commodity ) કહેવામાં આવે છે. આવા માલનાં ત્રણ આવશ્યક લક્ષણો છેઃ (૧) તે મનુષ્યની કોઈ પણ આવશ્યકતાને સંતોષે. આ આવશ્યકતા પ્રાકૃતિક હોય કે કૃત્રિમ, જ્યાં સુધી માનવી કોઈ વસ્તુનો ઉપયોગ કરે છે ત્યાં સુધી એ આવશ્યકતા છે જ એમ અર્થવિજ્ઞાન સ્વીકારે છે. હવા, પાણી, અન્ન, વસ્ત્ર, દારૂ, વેશ્યા—આ

બધી આવશ્યકતા છે. (૨) તેનું બીજું લક્ષણ એ છે કે તે મનુષ્યના શ્રમથી ઉત્પન્ન થાય. વસ્ત્ર વગેરે શ્રમથી ઉત્પન્ન થાય છે એટલે માલ છે. પાણી, હવા વગેરે સામાન્ય રીતે શ્રમથી ઉત્પન્ન નથી થતાં માટે એ માલ નથી, પણ એરોપ્લેનમાં હવાને મોટા દબાણથી ભરેલી થેલીમાં લઈ જવી પડે છે અને તેથી ત્યાં તે માલ બની જાય છે. (૩) તે પોતાના ઉપયોગ માટે જ ઉત્પન્ન કરવામાં ન આવ્યો હોય પણ બીજાની જરૂર પૂરી પાડવા ઉત્પન્ન થયો હોય. વણકર કાપડ વણે છે પણ એમાંથી જે કાપડનો તે પોતે ઉપયોગ કરે તેને માલ ન કહી શકાય, એમાંથી જે ભાગ તે વેચવા માટે ઉત્પન્ન કરે તેને માલ કહી શકાય.

આવા પ્રત્યેક માલને મૂલ્ય હોય છે. કોઈ માલ બહુમૂલ્ય હોય છે તો કોઈ અલ્પમૂલ્ય. આવાં મૂલ્યના બે પ્રકાર છે. એક પ્રકાર ઉપયોગ-મૂલ્યનો છે. એક વસ્તુ વધારે ઉપયોગી હોય તો તેનું ઉપયોગ-મૂલ્ય વધારે ગણાય, જો ઓછા ઉપયોગની હોય તો તેનું ઉપયોગ-મૂલ્ય ઓછું ગણાય. બીજા પ્રકારનું મૂલ્ય તે વિનિમય-મૂલ્ય છે. એક માલના બદલામાં બીજો માલ કેટલા પ્રમાણમાં મળી શકે એના ઉપર તેનું વિનિમય-મૂલ્ય કેટલું છે તે કહી શકાય. જો એક કોટના બદલામાં ત્રણ ખમીસ મળતાં હોય તો કોટનું વિનિમય-મૂલ્ય ખમીસ કરતાં ત્રણગણું છે એમ આપણે કહી શકીએ.

પણ આમ વસ્તુઓનો સીધો વિનિમય વધારે સંસ્કૃત સમાજમાં મુશ્કેલ બને છે. એક માણસ પાસે અનાજ હોય અને મોચી પાસે બૂટ હોય તો તે અનાજ આપી બૂટ લઈ શકે, પણ માનો કે મોચીને અનાજની જરૂર નથી પણ કાપડની જરૂર છે, તો પેલા માણસે કોઈ વણકરને શોધી, તેને અનાજ આપી, કાપડ લઈ, તે કાપડ મોચીને આપીને બૂટ લેવાનાં રહે—પરંતુ આ રીતે ઘણીવાર તો કેટલાયે વચ્ચેના અદલાબદલા કરવા પડે. એટલે સૌ કોઈ જેનો સ્વીકાર કરે

એવી કોઈ વસ્તુ શોધી કાઢવી જોઈએ. આ દૃષ્ટિએ સંસ્કૃત રાષ્ટ્રોમાં ચલણી સિક્કાનો આરંભ થયો. એ સિક્કા દ્વારા વિનિમય સરળ બન્યો છે અને વ્યાપારની શક્યતા વધી છે. વેપારી પોતાના પૈસા અમુક માલમાં રોકે છે. આ રીતે રોકાયેલા પૈસા તે મૂડી છે. પછી તેને તે વેચે છે અને જે પૈસા તેને ઊપજે છે તે મૂળ રોકાયેલી મૂડી કરતાં વધારે હોય છે. આ રીતે રોકાયેલા પૈસા અને ઊપજેલા પૈસા વચ્ચેનો તફાવત તે વેપારીનો નફો બની રહે છે. આમ મૂડી જોડે નફો ભળી જતો જાય તેમ તેમ વેપારીની મૂડી પણ વધતી જાય.

પણ સવાલ તો એ થાય છે કે જે મૂડીનું મૂળ રોકાણ થયું હોય છે તેના કરતાં જે મૂડી માલ વેચીને ઊપજે છે તેનું મૂલ્ય શી રીતે વધી જાય છે? આ સવાલ પહેલાં બીજો સવાલ એવો ઊભો થાય છે કે આરંભમાં રોકવામાં આવેલી મૂડી આવી ક્યાંથી? એમ બને કે કોઈ માણસ પોતાની આવક કરતાં ખર્ચ ઓછો રાખીને ધીમે ધીમે થોડી રકમ બચાવે. જો કે વર્તમાન મૂડીદારોની મોટા ભાગની મૂડી તો બીજા જ—અને અન્યાયી—માર્ગોએ જ એકત્રિત થઈ છે એમ આપણે આગળના એક પ્રકરણમાં જોયું છે. આમ ગમે તે રીતે એકઠી થયેલી રકમને જ્યારે કોઈ બૅંકમાં કે કંપનીના શૅરમાં રોકવામાં આવે ત્યારે એ રકમ તો જેમની તેમ જ રહે છે અને તેનું વ્યાજ મળે છે. પણ તે કંપની કે બૅંક કંઈ પોતાના ગજવામાંથી આ રીતે રકમ ન આપી શકે. એક જ માલ હોય અને છતાં તેના મૂલ્યમાં ફેર પડી જાય છે તેનું કંઈ કારણ ઉપરની હકીકત આપણને નથી બતાવતી. એ તો એટલું જ બતાવે છે કે મૂડીમાં એવી કોઈ "ગૂઢ" શક્તિ છે, જે વધારે પૈસા ઉત્પન્ન કરી શકે છે.

આપણે જ્યારે કહીએ છીએ કે વીસ શેર ઘઉંની કિંમત બે રૂપિયા છે ત્યારે તેનો આપણે એટલો જ અર્થ કરીએ છીએ કે બે રૂપિયા આપવાથી વીસ શેર ઘઉં મળી શકે છે અને વીસ શેર ઘઉં

આપવાથી બે રૂપિયા મળે છે. એટલે તેનો અર્થ એ પણ થાય કે વીસ શેર ઘઉંનું અને બે રૂપિયામાં જેટલી ચાંદી છે તેનું વિનિમય-મૂલ્ય સમાન છે. માલના વિનિમય-મૂલ્યમાં ઘણાં કારણોને પરિણામે ઘટાડો કે વધારો થાય છે. જે માલની માગ વધે તેનું મૂલ્ય વધી જાય છે. માલ થોડો અને લેનારા ઝાઝા એ સ્થિતિ હોય તો માલનું વિનિમય-મૂલ્ય વધી જાય અને તેનાથી વિરોધી પરિસ્થિતિમાં તેનું વિનિમય-મૂલ્ય ઘટી જાય.

હવે આપણે માલનું વિનિમય-મૂલ્ય કેવી રીતે નક્કી થાય છે તે જોઈએ. આપણે જ્યારે બે વસ્તુને એકસરખી કહીએ છીએ ત્યારે એમાં આપણે કોઈ પણ ગુણની સમાનતા જોઈએ છીએ. આપણે બે લાકડી બરાબર છે એમ કહીએ છીએ ત્યારે એ બંનેમાં સમાન લંબાઈનો ગુણ જોઈએ છીએ. જ્યારે આપણે એક મણ ઘઉં ચાર શેર ઘીની બરાબર છે એમ કહીએ છીએ ત્યારે એ બંનેમાં આપણે કયો સમાન ગુણ જોઈએ છીએ? આવી રીતે એક વસ્તુ બરાબર બીજી વસ્તુને ગણતાં તો ખૂબ લાંબાં સમર્થનો થાય છે. એટલે વ્યવહારમાં આપણે આવી સમાનતાનું તત્ત્વ સમજ્યા છીએ પણ એ તત્ત્વનું પૃથક્કરણ તો સૌથી પ્રથમ માર્કસે જ કર્યું છે.

આ બધી વસ્તુને ઉપયોગ-મૂલ્ય છે, પણ તે ઉપયોગ-મૂલ્ય બધી વસ્તુઓમાં સમાન ન હોઈ શકે. જે આવશ્યકતા ઘઉં પૂરી કરી શકે તે ઘી ન પૂરી કરી શકે.

પણ આ બંને વસ્તુમાં અને માલ માત્રમાં એક સમાન ગુણ છે. તે ગુણ એ માલ શ્રમનું પરિણામ છે તે છે. જે વસ્તુ બનાવવામાં વધારે શ્રમ જોઇએ તેનું વિનિમય-મૂલ્ય વધારે. જે બે વસ્તુ ઉત્પન્ન કરવામાં સમાન શ્રમ જોઈએ તે બંનેનું મૂલ્ય સમાન હોય છે. પણ આ શ્રમના પ્રમાણનું માપ કેવી રીતે નીકળી શકે? એ માપ શ્રમના સમય ઉપરથી નીકળી શકે છે. એક વસ્તુના ઉત્પાદનમાં બે કલાક

લાગે અને બીજી વસ્તુના ઉત્પાદનમાં ચાર કલાક લાગે તો બીજી વસ્તુનું વિનિમય – મૂલ્ય પહેલી વસ્તુના વિનિમય – મૂલ્ય કરતાં બમણું હોય. પહેરણ સીવવા કરતાં કોટ સીવવામાં જો ચારગણો સમય જતો હોય તો દરજી કોટની સિલાઈ પહેરણ કરતાં ચારગણી લે. પણ આ દૃષ્ટિએ જોતાં તો એમ લાગે છે કે ઓછી આવડતવાળા માણસે બનાવેલો માલ વધારે આવડતવાળા માણસ કરતાં મોંઘો થાય. એક હોશિયાર સુથાર એક ખુરસી બે કલાકમાં બનાવે અને એક શિખાઉ સુથારને તેવી જ ખુરસી બનાવવામાં જો ચાર કલાક લાગતા હોય તો શું શિખાઉ સુથારની ખુરસીનું વિનિમય – મૂલ્ય બમણું થઈ જાય? આપણે જોઈએ છીએ કે વ્યવહારમાં એ બમણું થતું નથી. એટલે જ્યારે આપણે એમ કહીએ છીએ કે વસ્તુનું વિનિમય – મૂલ્ય એને ઉત્પન્ન કરવામાં જતા સમય ઉપર નિર્ભર છે ત્યારે તેનો અર્થ એ છે કે જે સમાજમાં એ ઉત્પન્ન થાય છે એ સમાજની સામાન્ય દૃષ્ટિએ એને ઉત્પન્ન કરવામાં જે સમય લાગે તેના ઉપર આ વિનિમય – મૂલ્ય નિર્ભર છે. આ પ્રકારનો નિયમ જેમ કારખાનાંમાં બનતા માલને લગાડી શકાય તેમ જ કાચા માલને પણ લગાડી શકાય.

એટલે પ્રત્યેક વસ્તુનું વિનિમય – મૂલ્ય એને ઉત્પન્ન કરવા માટે જરૂરી શ્રમ ઉપર નિર્ભર છે. હવે આપણે આપણા જૂના દૃષ્ટાંત તરફ ફરીએ. જે વેપારીએ પોતાના રૂપિયા રોકી કાપડ લીધું હતું અને પછી તેને વેચી વધારે પૈસા મેળવ્યા હતા તેના દૃષ્ટાંત તરફ આપણે જોઈએ. એણે જ્યારે કાપડ લીધું ત્યારે તે કાપડનું વિનિમય – મૂલ્ય લક્ષમાં રાખીને લીધું હશે. તે કાપડ તેના ઘરમાં પડ્યું રહે તેનાથી કંઈ તેના વિનિમય-મૂલ્યમાં વધારો નથી થઈ જતો. એટલે તેને વેચવામાં પણ તેને સામાન્ય રીતે મૂળ કિંમત જ મળવી જોઈએ. તેને જો કંઈ નફો થાય છે તો તેનું કારણ તો એ છે કે તે વેપારી સસ્તો માલ ખરીદી તેના ભાવ વધે ત્યારે વેચે છે અથવા તો જથ્થાબંધ માલ ખરીદી છૂટક વેચે છે. પણ આ રીતે પણ બહુ મોટા નફા

ન થઈ શકે. પણ જે વેપારી એક પ્રકારનો માલ લઈ તેના મૂલ્યમાં જ ફેર કરે છે તેને નફો મળે છે. એક મિલ-માલિક રૂ લઈ મજૂર પાસે તેનું કાપડ બનાવરાવી વેચે છે તો તેને મોટો નફો થાય છે.

આમ કાચો માલ લઈ તેને પાકો બનાવી વેચવામાં શા માટે વધારે નફો થાય છે? એ વાત તો સ્પષ્ટ છે કે રૂ કરતાં કાપડનો ભાવ વધારે છે. પણ રૂમાંથી કાપડ બનાવવામાં આવે અને જે નફો થાય તે કોના ગજવામાં જાય છે? જૂના સમયમાં કારીગર સ્વતંત્ર હતો. તે રૂ ખરીદતો અને તેને કંતાવીને જાતેજ વણતો. પરિણામે રૂના અને કાપડના ભાવ વચ્ચે જે તફાવત હોય તે તેનેજ મળતો. આજની કાપડની મિલોને પણ આ ન્યાય લગાડવામાં આવે તો જે યંત્રો પર કાપડ તૈયાર થાય છે તે યંત્રો અને આ રીતે ઉત્પન્ન થતું કાપડ એ બંને ઉપર મજૂરની જ માલિકી હોવી જોઈએ. પણ આજે તો આ સ્થિતિ નથી. આજે આ કારખાનાંઓની માલિકી ખાનગી છે. આવાં ઉત્પાદનનાં સાધનોની માલિકી જેના હાથમાં છે તેમના હાથમાં જ બધી સત્તા છે. એમના હાથમાં આ સત્તા આવી તે સામાજિક વિકાસની એક ઐતિહાસિક જરૂરિયાત પણ હતી. સમાજવાદી રચના રચાવા માટેની પૂર્વભૂમિકા મૂડીવાદે જ ઊભી કરી છે. ઉત્પાદનને સામાજિક સ્વરૂપ તેણે જ આપ્યું છે. ઉત્પાદનનાં સાધનોનો મોટો વિકાસ પણ તેમણે જ કર્યો છે. સમાજની રચનામાં પલટો કરી શકે એવો ઔદ્યોગિક કામદાર વર્ગ-પ્રોલિટેરિયેટ-પણ તેણે જ ઊભો કર્યો છે પણ હવે એવી પરિસ્થિતિ ઊભી થઈ ગઈ છે, જ્યારે મૂડીવાદ બિનજરૂરી બની ગયો છે-સામાજિક વિકાસને બાધક બની ગયો છે.

મૂડીદાર આજે ઉત્પાદનનાં સાધનોનો માલિક છે અને તેથી એ સાધનોનો ઉપયોગ કરીને જે માલ ઉત્પન્ન થાય છે તેનો પણ તે માલિક બની રહે છે. આવાં યંત્રો દ્વારા જ્યારે ઉત્પાદન શરૂ થાય છે ત્યારે હાથે કામ કરતા કારીગરોના ઉદ્યોગો તૂટી પડે છે અને તે

બેકાર બની જાય છે. આવા લોક પાસે પોતાની આજીવિકા મેળવવા માટે કોઈ સાધન નથી. સાધન છે એક માત્ર પોતાની મજૂરી કરવાની શક્તિ. એટલે આવા અકિંચન મજૂરોને માટે એક જ માર્ગ છે-એ માર્ગ છે મોટા ઉદ્યોગપતિઓનાં કારખાનાંમાં જઈને કામ કરવાનો. અર્થશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો એ માર્ગ છે પોતાની શ્રમશક્તિના વેચાણનો. એ શ્રમશક્તિનું મૂલ્ય જેમ બીજી બધી વસ્તુઓનું મૂલ્ય મુકરર થાય છે તે રીતે જ થાય છે. વધારે મજૂર હોય અને માગ ઓછી હોય તો શ્રમશક્તિના ભાવ ઘટી જાય, એટલે કે મજૂરોના રોજીના દર ઘટી જાય, એટલે જ મજૂરોની રોજીના દર કાબૂમાં રહે એટલા માટે બેકારી એ મૂડીવાદની એક જરૂર બની ગઈ છે.

મજૂર જ્યારે પોતાની શ્રમશક્તિનું વેચાણ કરી દે છે ત્યારે પછી એની એ શક્તિનો ઉપયોગ કરીને જે માલ ઉત્પન્ન થાય તેના ઉપરની બધી માલિકી મૂડીદારની બની જાય છે. પણ આ શ્રમશક્તિ એક અજબ જેવી ચીજ છે. પોતાના મૂલ્ય કરતાં તે ઘણું વધારે મૂલ્ય ઉત્પન્ન કરી શકે છે. એક મજૂર મિલમાં નવ કલાક કાપડ વણે છે ત્યારે જે કાપડ ઉત્પન્ન થાય છે તેમાંથી મિલ-માલિકને, બધું ખર્ચ જતાં, છ-સાત રૂપિયા મળે છે, પણ આ મજૂરને તો આમાંથી તે દોઢ-બે રૂપિયા પણ ભાગ્યે જ આપે છે. એટલે બાકીના ચાર-પાંચ રૂપિયા તો માલિક જ લઈ જાય છે. આ રીતે શ્રમશક્તિના અને તેને પરિણામે થતા ઉત્પાદનના મૂલ્યમાં જે તફાવત છે તેને અતિરિક્ત-મૂલ્ય ( Surplus Value ) કહી શકાય. સાચી રીતે તો આ ચોરી છે. એક માણસ જે મહેનત કરી રહ્યો છે તેમાંથી બીજો માણસ વિનાશ્રમે આટલું બધું લઈ જાય તે બરાબર નથી જ. પણ સામાજિક-આર્થિક સંબંધોમાં નીતિ-વિજ્ઞાનના ખ્યાલો અસર નથી કરતા અને તેથી ત્યાં તો સામાજિક પરિસ્થિતિ અનુસારની જ પ્રક્રિયા થાય છે.

મૂડીદારને આ રીતે જે અતિરિક્ત–મૂલ્ય મળે છે તે જ વર્તમાન સામાજિક રચનાને ગતિમાં રાખનારું બળ છે. મૂડીવાદનો તે ગતિનો નિયમ છે. મજૂરના શોષણનું તે પ્રતીક છે.

[3]

ઉત્પાદનનાં સાધનો વિષે જેમ આપણે વિચાર કર્યો તેમ વિનિમય અને વહેંચણીનાં સાધનો વિષે પણ આપણે વિચાર કરવો જોઈએ. બેંક, રેલવે, વહાણો વગેરે આ પ્રકારનાં સાધનો છે. આજની સામાજિક પરિસ્થિતિમાં આ બધાં ઉપર પણ આજના માલિકોનું પ્રભુત્વ છે. જેમ ઉદ્યોગોમાં ઉત્પાદનનાં સાધનો જૂના કાળમાં વ્યક્તિઓની માલિકીનાં હતાં તેમ જ આ વિનિમય અને વહેંચણીનાં સાધનો પણ એ કાળમાં વ્યક્તિઓની માલિકીનાં જ હતાં. આ વ્યક્તિઓને કોઈ કોઈ વાર પૈસાની તકલીફ પડતી ત્યારે તેઓ મહાજન પાસેથી નાણાં મેળવતા. આજે પણ આપણે આ પ્રકારની મહાજન–સંસ્થા જોઈએ તો છીએ જ, પણ ક્રમે ક્રમે તેનું સ્થાન બેંક લેતી જાય છે. કાચો અને પાકો બંને માલ દુકાનોમાં વેચવામાં આવતો અને આજે પણ તેમ જ થાય છે. આ બધા વ્યવસાયમાંથી જે લાભ થાય છે તે તેના થોડા માલિકોના હાથમાં જ જાય છે. પણ આજે એક મોટો ફેરફાર થઈ ગયો છે. જે લોકો નાણાં વ્યાજે ધીરે છે તેમને અનુભવ થઈ ગયો છે કે મોટાં મોટાં કારખાનાંને જો તે નાણાં વ્યાજે આપવામાં આવે તો વધારે લાભ થાય છે. આ કારખાનાંઓને ખૂબ લાભ થાય છે તેથી તે સારા પ્રમાણમાં વ્યાજ આપી શકે છે. આ જ લોકો વ્યવહારનાં સાધનો રેલવે, સ્ટીમરો વગેરેનું સંચાલન કરે છે. એટલે, મૂડીદાર મૂડી, વ્યવહારનાં અને વિનિમયનાં સાધનો ઉપર કબજો ધરાવીને પોતાનો નફો વધારે છે. આ રીતે જ્યારે વ્યવસ્થિત યોજના થાય ત્યારે માલ સસ્તો પડે છે. બ્રિટનના મૂડીદારોના હાથમાં વ્યવહારનાં સાધનો છે, બેંકો છે અને રાજકીય

સત્તા છે એટલે બ્રિટનનો કેટલોયે માલ ભારતીય માલ કરતાં સસ્તો પડે છે.

જેમ ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી ઉત્પાદનના સામાજિક સ્વરૂપ જોડે અથડામણમાં આવે છે તેવી જ રીતે આ વ્યવહારનાં સાધનોની ખાનગી માલિકી પણ સામાજિક ચોકઠાં જોડે અથડામણમાં આવે છે અને વર્ગવિગ્રહને ઉગ્ર બનાવે છે.

એક રશિયા જ એવો દેશ છે જ્યાં ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી નથી, વ્યવહારનાં કે વિનિમયનાં સાધનોની ખાનગી માલિકી નથી, નફો ત્યાં કામ માટેનું પ્રેરક બળ નથી. તો પછી સ્વાભાવિક જ સવાલ ઊઠે છે કે તેવું પ્રેરક બળ ત્યાં કયું છે? સમાજવાદી વ્યવસ્થાના સ્વરૂપની ચર્ચા આ પુસ્તકના છેલ્લા પ્રકરણમાં કરવામાં આવી છે ત્યાં એ પ્રશ્નનો જવાબ આપવામાં આવ્યો છે. અહીં માત્ર એટલું કહેવું જરૂરી છે કે આજે પણ માનવી માત્ર નફાના પ્રેરક બળને અનુસરીને કામ નથી કરતો. સ્વભાવતઃ માનવી સહકારી પ્રાણી છે અને સંસ્કૃત માનવી તો એ સહકારનાં શુભ પરિણામ સમજે છે એટલે વધારે ને વધારે એ દિશામાં જાય છે. વળી ધનની તૃષ્ણા કરતાં પણ મોટી એવી બીજી તૃષ્ણાઓ માનવીને છે એટલે આરંભના કાળમાં એની જે એવી બીજી વૃત્તિઓ છે તેનો ઉપયોગ કરીને પણ તેને કામ કરતો કરી શકાય. અને જ્યારે માનવ-સંસ્કૃતિનો વિકાસ ખૂબ ઉચ્ચતર કક્ષાએ પહોંચે ત્યારે તો સૌ પોતાની શક્તિ અનુસાર કામ કરે અને સૌ પોતાની જરૂર પૂરતું જ લે એવી રચના રચવામાં મુશ્કેલી જ ન પડે.

૭

# રાજ્યસંસ્થા

**રાજ્યસંસ્થા** સમાજના નિયમન માટેની સંસ્થા છે. નિયમહીન સમાજ એ પરિભાષાનો જ વિરોધ છે. માણુસોનું ટોળું એને ભલે કહો, એને સમાજ નામ નહિ આપી શકાય. સમાજની રચના તો માનવીનો ઉદ્‌ભવ થયો ત્યારથી થઈ છે, પણ ત્યારથી રાજ્યસંસ્થાનું અસ્તિત્વ નથી ઉદ્‌ભવ્યું. પ્રાથમિક માનવી તો પ્રાથમિક સમાજવાદી સમાજરચનામાં રહેતો હતો અને તેથી તેને રાજ્યસંસ્થાની આવશ્યક્તા ન હતી. એવી રાજ્યસંસ્થા ત્યારે જ અસ્તિત્વમાં આવી છે, જ્યારે ખાનગી મિલકતની સંસ્થા અસ્તિત્વમાં આવી. આ પ્રશ્નનું નિરૂપણ આપણે આગળ ઉપર "ઇતિહાસનું સમાજવાદી પૃથક્કરણ" એ પ્રકરણમાં કર્યું છે. અહીં તો આપણે રાજ્યસંસ્થાના સ્વરૂપનું નિરૂપણ કરવા માગીએ છીએ.

આજપર્યંતનો ઇતિહાસ વર્ગવિગ્રહોનો ઇતિહાસ રહ્યો છે એવું કમ્યુનિસ્ટ જાહેરનામાનું જે વાક્ય છે તે અર્થભરપૂર છે. જ્યારથી સમાજમાં વર્ગોનો ઉદ્‌ભવ થયો છે ત્યારથી એક વર્ગ બીજા વર્ગને

અંકુશમાં રાખવાનો પ્રયત્ન કરતો આવ્યો છે. અંકુશમાં રાખવા માટે અને તેનું શોષણ શક્ય બનાવવા માટે જે ચોકઠાની રચના એ વર્ગે કરી છે તેને 'રાજ્યસંસ્થા' એવું નામ મળ્યું છે. ગમે તે કાળની સામાજિક રચના જુઓ—પ્રાથમિક સમાજવાદી રચનાની પરિસ્થિતિ પછીની એ રચના હોવી જોઈએ – તો તમે એક વર્ગ બીજા વર્ગો ઉપર સત્તા ભોગવતો જોશો. ગ્રીસનાં નગર-રાજ્યોમાં શું કે ઈજિપ્તના પ્રાચીન શાસનતંત્રમાં શું, હિંદી જનપદોમાં શું કે ચીની સામ્રાજ્યમાં શું – બધે જ આ પ્રકારની પરિસ્થિતિ નિહાળશો.

'રાજ્ય' શબ્દની વ્યાખ્યાઓ તો અનેક છે. રાજ્યસત્તા અને પ્રજાના સમન્વયથી ઉત્પન્ન થતી સંસ્થા તે 'રાજ્ય' એવી એક વ્યાખ્યા છે પણ જો રાજ્યસત્તા અને જનતાનાં હિતો વચ્ચે જ મેળ ન હોય તો પછી આ બંનેનો સમન્વય શી રીતે થાય ? 'જેને પરિણામે સામાજિક જીવન શક્ય બને છે તેવી બધી સંસ્થાઓનો સમન્વય રાજ્ય છે' એવી વ્યાખ્યા બોઝાન્કવેટ કરે છે. હેગલ તો બોઝાન્કવેટથી પણ આગળ જાય છે અને રાજ્યસંસ્થામાં દૈવત્વનું આરોપણ કરે છે. મેકિયાવેલી વગેરે મધ્યયુગી રાજનીતિજ્ઞો પણ આ પ્રકારની વ્યાખ્યાઓ આપે છે. 'વિશ્વાત્મા જગત ઉપર રાજ્યના સ્વરૂપે પ્રકટ થાય છે' એમ હેગલ કહે છે.

આ બધી રાજ્યસંસ્થાની વ્યાખ્યા થઈ. પણ આ રાજ્યસંસ્થાના ઉદ્ભવ અને વિકાસની જ્યારે આપણે ચર્ચા કરીશું ત્યારે આપણને સમજાશે કે આ બધી વ્યાખ્યાઓ અર્થ વિનાની અને ભ્રામક છે. કેટલાક રાજનીતિજ્ઞોનું એવું માનવું છે કે જગત ઉપર બળવાનો અને નિર્બળો વચ્ચે એક વિગ્રહ હતો. બળવાનોએ પોતાની સત્તા ટકાવી રાખવા માટે રાજ્યસંસ્થાની યોજના કરી છે. તો બીજા કહે છે કે નિર્બળોએ બળવાનોને નિયમનમાં રાખવા રાજ્યસંસ્થાની સ્થાપના કરી છે. વળી, એવો પણ એક વર્ગ છે જે એમ કહે છે કે નિત્યના આ

સંઘર્ષને અટકાવવા માટે અને સામાજિક શાંતિની સ્થાપના માટે સૌ લોકોએ એકઠા મળીને રાજ્યસંસ્થાની સ્થાપના કરી. આ છેલ્લી માન્યતાને "સામાજિક કપટનો સિદ્ધાંત" કહે છે. પૂર્વમાં એ સિદ્ધાંત જેવા સિદ્ધાંતની રજૂઆત બુદ્ધે કરી હતી. પશ્ચિમમાં એની રજૂઆત રુસો નામના અઢારમા શતકના એક ફ્રેંચ ચિંતકે કરી હતી.

એક એવી પણ માન્યતા છે કે રાજ્યસંસ્થા ઈશ્વરપ્રણિત છે. ઈશ્વરે રાજ્યની રચના કરી છે અને સત્તાનાં સૂત્રો અમુક ચોક્કસ વર્ગના હાથમાં આપ્યાં છે. સત્તરમી સદીના બ્રિટનમાં આ પ્રકારની માન્યતા ધરાવનાર વર્ગ જનતા જોડે અથડામણમાં આવ્યો હતો અને પરિણામે એ વર્ગનો પરાજય થયો હતો. આજે તો આ માન્યતાનું પ્રતિનિધિત્વ કરનાર અપવાદરૂપ જ વિચારકો મળશે.

સામાજિક ઇચ્છા જોડે જ્યારે વાસ્તવિક ઇચ્છા અથડામણમાં આવે છે ત્યારે સામાજિક ઇચ્છાનો જ વિજય થાય છે. વૈયક્તિક ઇચ્છાને જો માન આપવામાં આવે તો સમાજિક શાંતિ ટકી જ ન શકે. આવી માન્યતા સિદ્ધાંત તરીકે સાચી લાગે છે, પણ સામાજિક રચનામાં અને ભૂતકાળની વર્ગવિભક્ત રચનાઓમાં આ માન્યતા સાચી નથી જણાતી. સારાયે સમાજનાં હિતનું અને ઇચ્છાઓનું પ્રતિનિધિત્વ રાજ્યસંસ્થા નથી ધરાવતી હોતી. તે તો ધરાવે છે શાસક વર્ગોનાં હિતનું પ્રતિનિધિત્વ. તો પછી સામાજિક ઇચ્છાઓનું પ્રતિનિધિત્વ ધરાવનારી સંસ્થા જ ક્યાં રહે છે? હોલહાઉસે આ પ્રશ્નની ચર્ચા કરી છે અને એણે કહ્યું છે કે જ્યારે વ્યક્તિની ઇચ્છા અને જન-સામાન્યની ઇચ્છા વચ્ચે અથડામણ ન આવે ત્યારે જ સાચા સ્વાતંત્ર્યનો અનુભવ શક્ય છે. પણ આ તો તાત્ત્વિક નિયમ બની જાય છે. એ નિયમનો પ્રત્યક્ષ અનુભવ વર્ગવિભક્ત સામાજિક રચનામાં શક્ય જ નથી.

પણ સમાજવાદી આ પ્રશ્ન તરફ પણ ઐતિહાસિક દૃષ્ટિથી જ જુએ છે. વ્યવહારથી વિખૂટા પડેલા, ચિંતકના ચિંતનગૃહમાં જ

પુરાઈને રચવામાં આવેલા, આવા સિદ્ધાંતો તરફ સમાજવાદી લક્ષ જ નથી આપતા. એ તો રાજ્યસંસ્થાનું પૃથક્કરણ કરે છે અને એ પૃથક્કરણને ઇતિહાસની કસોટીએ કસે છે. આવાં પૃથક્કરણ અને કસોટીને પરિણામે એ જે નિર્ણયો કરે છે તે એમ બતાવે છે કે રાજ્યસંસ્થા જનસામાન્યની ઇચ્છાની પ્રતિનિધિ નથી, એ વિશ્વાત્માનું ઈહલૌકિક મૂર્ત સ્વરૂપ નથી, એ તો છે એક વર્ગે બીજા વર્ગોના શોષણને વ્યવસ્થિત બનાવવા અને ટકાવવા યોજેલું એક યંત્ર.

એમ માનવાને કોઈ કારણ નથી કે રાજસંસ્થા માનવસમાજનો ઉદ્‌ભવ થયો ત્યારથી જ અસ્તિત્વમાં હશે. આરંભકાળના માનવી તો નાની-મોટી ટુકડીઓ રચીને જ રહેતા હતા. જેને હિંસક પશુઓ જેવા નખ કે દાંત નથી તેવું માનવપ્રાણી આ બધાં પશુઓની મધ્યમાં એકાકી તો ન જ રહી શકે, તેને ટુકડીઓમાં જ રહેવું પડે. જ્યારે બે કે વધારે માણસો સાથે રહેવા લાગે છે ત્યારે સાથે રહેવા માટે જરૂરી એવા થોડા-ઘણા નિયમો તો આપમેળે જ ઘડાઈ જાય છે. પણ આવા સમુદાયને 'રાજ્ય' નામ આપવું મુનાસબ નથી કે ન આવા નિયમોને કાનૂન નામ આપવું મુનાસબ છે. એમ તો પશુ-પક્ષીઓ પણ પોતાના સમુદાયની રચના કરે છે, તેથી તેને કંઈ કોઈ રાજ્ય નથી કહેતું. સ્વરક્ષાને કારણે આ જાતનાં જે સંગઠન થાય છે તેને રાજ્યસંસ્થા ન કહેવાય. એમાં જે નેતા છે તેની આજ્ઞાનું અનિવાર્ય રીતે પાલન થવું જોઈએ એમ કોઈ ન કહે. સમાજના નિયમનનું જો કોઈ ઉલ્લંઘન કરે તો તેને સારોયે સમાજ સાથે મળીને દંડ દે એવી સ્થિતિ એ કાળમાં હશે.

પણ માનવસમાજ ગત્યાત્મક છે. એમાં પલટા થતા રહ્યા છે. કાચું માંસ અને કંદમૂળ ખાઈને પેટગુજારો કરતો માનવી પાકું અન્ન ખાતો થાય છે, એ ખેતી કરતો થાય છે, એ ઉત્પાદનનાં નવાં નવાં સાધનો યોજે છે અને સાથે સાથે એની સામાજિક રચનામાં પણ

પલટો થતો જ જાય છે. મનુષ્યસમાજનું સ્વરૂપ ગૂંચવણભરેલું અને વધારે ગૂંચવણભરેલું થતું ચાલ્યું. શ્રમવિભાગની શરૂઆત થઈ. આને પરિણામે સંપત્તિભેદ ઊભા થયા. જેમની પાસે જમીન હતી તે વધારે સંપત્તિમાન બની ગયા. આ વર્ગની જોડે બરાબરી કરનારો એવો બીજો વર્ગ હતો ધર્માચાર્યોનો. આમ સંપત્તિભેદ થયો તેને પરિણામે વર્ગભેદ પણ ઊભો થયો. જે વર્ગ પાસે વધારે સંપત્તિ હતી તે ઓછી સંપત્તિવાળા વર્ગનું શોષણ કરવા લાગ્યો. આવા શોષણ કરનાર વર્ગ સામે શોષિત વર્ગનો વિરોધ હતો. આ વિરોધને પરિણામે વર્ગવિગ્રહ થતો. વર્ગવિગ્રહને કાબૂમાં રાખવા અને શોષિતોનું શોષણ ટકાવી રાખવા શોષક વર્ગે જે યોજના રચી તે જ રાજ્યસંસ્થા છે.

રાજ્યસત્તા એક નિષ્પક્ષપાત સત્તા છે અને સમાજની સમતુલા જાળવવાનું એ કાર્ય કરે છે એમ કહેવામાં આવે છે. પણ આ માન્યતા બરાબર નથી. જો રાજ્યસત્તા ન્યાયના ધોરણ ઉપર રચાતી હોય તો તો સમાજમાં શોષણ ટકે જ શાનું? શોષણ તો એક પ્રકારની લૂંટ છે અને લૂંટારાને લૂંટ કરવાનો હક્ક ન્યાયની દૃષ્ટિએ શી રીતે સંભવે?

સાચી વસ્તુસ્થિતિ તો એવી છે કે રાજ્યે આજ સુધી ન તો ન્યાય કરવાનું પોતાનું કર્તવ્ય માન્યું છે, ન તો તેને માટે કોઈ પ્રયત્ન કર્યો છે. વસ્તુતઃ તો રાજ્ય વર્ગસંઘર્ષને મિટાવવાને બદલે તેને વ્યવસ્થિત બનાવવાની જ કોશિશ કરે છે. હા, એવો દેખાવ કરવામાં આવે છે કે રાજ્ય ન્યાયનું સાધન છે અને નિષ્પક્ષપાત છે. પણ એ ન્યાયનું સ્વરૂપ એક વાર્તા સમજાવશે.

એક સિંહ હતો. એ જંગલમાંનાં પશુઓનો શિકાર કરતો. પરિણામે જંગલમાં પશુઓની સંખ્યા ખૂબ ઘટી ગઈ. સિંહ પણ મૂંઝવણમાં હતો અને પશુઓ પણ મૂંઝવણમાં હતાં. પછી એ બંનેએ

સાથે મળીને એક કરાર કર્યો-સિંહે એ કરાર અનુસાર કોઈ શિકાર કરવો નહિ અને પશુઓએ નિત્ય એક પશુ સિંહના ખોરાક માટે મોકલવું. આ કરાર પશુઓને ન્યાયી લાગ્યો હશે, પણ આવી રીતે તો આ કરારથી શોષણના સ્વરૂપને નિયંત્રિત કરવા સિવાય બીજું કશું નથી થયું. રાજ્યનું પણ આવું છે. શોષક વર્ગ જો અનિયંત્રિત રીતે ગમે તેમ શોષણ કર્યે જાય તો તો સમાજ ચાલે જ શી રીતે? એટલે રાજ્યસંસ્થાની રચના દ્વારા આ શોષણને નિયંત્રિત બનાવવા સિવાય કશું જ નથી થયું. શોષક વર્ગે એ તો જોવાનું રહે જ છે કે શોષણ થવા છતાંયે શોષિત વર્ગનું અસ્તિત્વ નાબૂદ ન થઈ જાય. જો એવું થાય તો તો પછી ભવિષ્યમાં શોષણ માટેનું સાધન ન રહે.

એક દેશ બીજા દેશ ઉપર આક્રમણ કરે છે ત્યારે પણ સામાન્યતઃ તો સામાન્ય જનતાનાં હિત સત્તાધીશ વર્ગો જોડે એક નથી હોતાં. ધર્મને નામે કે એવે કારણે આવું આક્રમણ થાય ત્યારે તો કદાચ હિતની સમાનતા આવી જાય છે પણ જો કોઈ બીજા કારણે એવું બને તો જનતાના મોટા ભાગને તેની જોડે નિસ્બત નથી હોતી. એક રાજા હોય કે બીજો, તેની તેમને કશી જ પડી નથી હોતી.

જ્યાં લોકતંત્રો છે ત્યાં ઉપરઉપરથી એમ લાગે છે કે રાજ્ય સારીયે જનતાનું પ્રતિનિધિત્વ ધરાવે છે. પણ આવાં આ લોકતંત્રો શાસક વર્ગોનાં હિત જ સાચવે છે-એ નામનાં જ લોકતંત્રો હોય છે. જ્યાં આટઆટલી આર્થિક વિષમતા હોય, જ્યાં સમાજના સારાયે આર્થિક જીવનનું નિયમન એક નાનો-શો વર્ગ કરતો હોય, ત્યાં સાચું લોકતંત્ર અશક્ય જ બની જાય. જે લોકો અર્થતંત્ર ઉપર કાબૂ ધરાવે છે તેમની ઇચ્છાને વશ વર્તીને જનતાને મત આપવાના રહે છે. અને જ્યારે જનતામાં એટલી વર્ગીય જાગૃતિ આવી જાય કે તે

સ્વતંત્ર રીતે મત આપવા લાગે ત્યારે શોષક વર્ગ એ લોકતંત્રને ફગાવી દે છે અને પોતાના આખા નગ્ન સરમુખત્યારી સ્વરૂપે પ્રકાશે છે. ફાસિઝમ એ આવી પરિસ્થિતિનું જ પરિણામ છે. કદાચ કોઈ સ્થળે, સ્પેનની જેમ, જનતાનાં બળોની બહુમતી આવી જાય તોપણ શોષક વર્ગ તેની સામે બંડ ઊભું કરીને અને વિદેશી મૂડીદારોનો સાથ મેળવીને તે તંત્રને તોડી પાડે છે. એટલે લોકતંત્રનું સ્વરૂપ આજની આર્થિક રચના જોડે બંધબેસતું જ નથી થતું.

રાજ્યશક્તિનો આધાર જનતાના ટેકા ઉપર છે એમ કહેવામાં આવે છે તે પણ અસત્ય છે. રાજ્યશક્તિનો આધાર છે સેના, પોલીસ, જેલો, ન્યાયતંત્ર અને પ્રચાર.

સમાજવાદી સમાજરચનામાં વર્ગવિગ્રહનો અંત લાવવાનો આશય છે. આજે જગતભર ઉપર જે અશાંતિ વ્યાપી રહી છે તેનું કારણ ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી છે એમ પણ તે જાણે છે. જ્યાં સુધી આ ખાનગી માલિકી રહેશે ત્યાં સુધી વર્ગવિગ્રહ અને આંતરરાષ્ટ્રીય વિગ્રહો રહેવાના જ, ત્યાં સુધી શાંતિની આશા મિથ્યા છે. આજની રાજ્યસંસ્થામાં સત્તા મૂડીદાર વર્ગના હાથમાં છે. તે વર્ગથી વિરોધી એવો વર્ગ છે મજૂરો અને કિસાનોનો. આ વર્ગો જ એવા છે, જે મૂડીદારી રચના જોડે અથડામણમાં આવે છે. આના ઉપરથી આપણને એક બીજો પણ પાઠ મળે છે. જો આજની સમાજરચનામાં મજૂર વર્ગનાં અને કિસાન વર્ગનાં હિતો નથી તો પછી એ સમાજરચનાનો અંત આણવાનું કાર્ય પણ સ્વાભાવિક રીતે એ જ વર્ગ કરવાનો અને એ કાર્ય કરવા માટે એ વર્ગે સમાજ ઉપર પોતાની રાજ્યસત્તાની સ્થાપના કરવાની રહેશે.

અહીં એક સવાલ ઊભો થાય છે. રાજ્યસત્તાનો કબજો શોષિત વર્ગ કેવી રીતે લઈ શકશે? આપણે સાધારણ રીતે તો જોઈએ

છીએ કે સરકારની અદલબદલ ચૂંટણી મારફતે થાય છે. પણ એ સાચી સરકારની અદલબદલ છે? સાચે જ મૂડીદારી વર્ગની સરકાર એ રીતે દૂર થાય છે? મજૂર વર્ગના નામથી જ્યારે રાજ્યસત્તા હાથ ધરવામાં આવે છે ત્યારે શું સાચે જ મજૂર વર્ગનાં હિત આગળ આવે છે? આપણે જોઈએ છીએ કે આવું કશું નથી બનતું. બ્રિટનમાં એ વખત મજૂર સરકાર સત્તા ઉપર આવી પણ તેણે કશું જ નથી કર્યું એમ કહી શકાય. એ જ મજૂર સરકારના રાજ્યમાં હિંદુસ્તાનની સ્વાતંત્ર્ય માટેની લડતને જોસથી દબાવી દેવામાં આવી હતી. એ જ મજૂર સરકારના અમલ દરમિયાન હિંદુસ્તાનમાં તેત્રીસ મજૂર-આગેવાનોને "મીરત કાવતરા કેસ"ને નામે ભારે સજાઓ કરવામાં આવી હતી. એટલે મજૂરપક્ષના નામે રચાતી આવી સરકાર પણ તત્ત્વતઃ તો મૂડીદારી સરકાર હોય છે. મૂડીદાર વર્ગમાં જે આંતર-હરીફાઈ ચાલે છે તેને પરિણામે જુદા જુદા રાજકીય પક્ષો સત્તા ઉપર આવે છે અને ઊતરે છે. મજૂર વર્ગનો સાચો પ્રતિનિધિ એવો રાજકીય પક્ષ આ રીતે સત્તા ઉપર આવી જ નથી શકતો. એટલે જ વૈજ્ઞાનિક સમાજવાદ કહે છે કે રાજકીય સત્તાનો કબજો ક્રાંતિ દ્વારા જ મેળવી શકાય છે. ઇતિહાસ પણ આ વિધાનનું સમર્થન કરે છે. બ્રિટન અને ફ્રાન્સમાં મૂડીદાર વર્ગે ક્રાંતિ દ્વારા જ સામન્તશાહીનો અંત આણ્યો હતો. રશિયામાં ઔદ્યોગિક કામદાર વર્ગે ક્રાંતિ દ્વારા જ ઝારશાહીનો અને તેની અનુગામી સરકારનો અંત આણ્યો હતો. આ ક્રાંતિના માર્ગનો પ્રશ્ન કેટલીક વાર ઊભો કરવામાં આવે છે. હિંસા-અહિંસાનો પ્રશ્ન તે એવો પ્રશ્ન છે. આ પ્રશ્નની ચર્ચા આપણે "સમાજવાદની જીવનદૃષ્ટિ" નામના પ્રકરણમાં કરશું.

સફળ ક્રાંતિ દ્વારા મજૂર વર્ગ રાજ્યસત્તા કબજે કરે તો પછી શું? મજૂર વર્ગ એવો વર્ગ છે, જેનું વર્ગીય હિત સંકુચિત નથી. ક્રાંતિ સફળ થયા પછી એ વર્ગ શોષક વર્ગ ન બની શકે. એ વર્ગ

ત્યારપછી મજૂર વર્ગ મટી ઉત્પાદક વર્ગ બની જશે. એટલે રાજ્યનું સ્વરૂપ પલટાઈ જશે. એ શોષણનું યંત્ર નહિ રહે. આજ સુધીનાં શાસનતંત્રો શોષણનાં યંત્રો જ રહ્યાં છે. એટલે, નવી પરિસ્થિતિમાં રાજ્યના પુરાણા સ્વરૂપનો અંત આવી જશે.

પણ આનો અર્થ એમ નથી કે મજૂર વર્ગનું આ રાજ્ય તરત જ અરાજક સમાજની સ્થાપના કરી દેશે. એ પોલીસ, સેના કે ન્યાયતંત્રને રદ નહિ કરી દે. સમાજવાદીઓનો હેતુ વર્ગવિગ્રહને દૂર કરીને વર્ગવિહીન સમાજરચના રચવાનો છે. મનુષ્ય મનુષ્યનું શોષણ કરે એ પરિસ્થિતિ એ ટાળવા માગે છે. પણ આ બધા હેતુઓ સંકલ્પથી જ સરી નથી જતા. જે માણસોએ આજ સુધી શોષણ કર્યું છે તે કંઈ એકદમ ચૂપ બેસી જાય એ શકય નથી. શકય હોય તો એ લોક પરદેશીઓની સહાય મેળવીને પોતાની સત્તા પુનઃ સ્થાપિત કરવા પ્રયત્ન કરે. સ્પેનમાં એમણે આ રીતે કર્યું હતું. બ્રિટનની સામંતશાહીએ પણ આવા પ્રયત્નો કર્યાં હતા. ૧૭૧૫ અને ૧૭૪૫માં સ્ટુઅર્ટવંશના રાજાઓએ વિદેશીઓની સહાયથી ઇંગ્લંડ ઉપર આવા હેતુથી જ ચડાઈ કરી હતી. વળી, મજૂર વર્ગના રાજ્યની અંદર જો મતભેદ પડે તો તેનો પણ ઉપયોગ કર્યા વિના મૂડીદારો ન રહે. એટલે તો મજૂર વર્ગની સરમુખત્યારીની સ્થાપના પછીની પહેલી આવશ્યકતા એ બને છે કે મજૂર વર્ગના પ્રતિનિધિ એવા સાચા વૈજ્ઞાનિક સમાજવાદી પક્ષ સિવાય બીજા કોઈ રાજકીય પક્ષનું અસ્તિત્વ એ સહન ન કરી શકે. જો એવા પક્ષોને રહેવા દેવામાં આવે તો તે પહેલી કક્ષાની આત્મઘાતી ભૂલ ગણાવી જોઈએ. સોવિયેટ સંઘમાં ટ્રોટ્સ્કીના જૂથનો આ રીતે ઉપયોગ કરવાનો પ્રયત્ન વિદેશી મૂડીદારી સત્તાઓએ કર્યો જ છે. પણ સોવિયેટ સંઘની સરકારે ત્યાંના કમ્યુનિસ્ટ પક્ષની અને સ્ટેલિનની આગેવાની નીચે એ જૂથને વ્યવસ્થિત પક્ષનું સ્વરૂપ ન લેવા દેવાની અને એની પ્રવૃત્તિ-

ઓને સખ્ત હાથે દાબી દેવાની તકેદારી રાખી છે એટલે એમાં આ કાવતરાંખોરોને સફળતા નથી મળી. આવા પ્રયત્નો જ્યાં જ્યાં ક્રાંતિ થાય છે ત્યાં ત્યાં થયા વિના નથી રહેતા. એટલે આ પરિસ્થિતિમાં મજૂર વર્ગે પોતાની સરમુખત્યારીની સ્થાપના કર્યા વિના છૂટકો જ નથી. વળી, જનતામાંથી પણ એક એવો ભાગ ઊભો થવાનો, જેને આ નવી શાસનપ્રણાલી અને કાર્યપદ્ધતિ ન રુચે. એને જેમ અનુભવ થાય તેમ તેમ વિરોધ ઓછો થાય, પણ વચગાળાના સમયમાં આ વર્ગના વિરોધને પણ દબાવવાનો રહે જ.

મજૂર વર્ગ સત્તા હાથ કરીને ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી મિટાવી દેશે. ધીમે ધીમે સૌ કોઈ નવી પરિસ્થિતિનો સ્વીકાર કરી લેશે. એ પરિસ્થિતિમાં સામાજિક વિકટતાઓનો અંત રહ્યો છે એમ એ જોઈ લેશે અને પરિણામે સમાજમાંથી વર્ગવિગ્રહનો અંત આવી જશે. આ નવા સમાજના નવા માનવી સામાજિક હિતને અને સામાજિક સમૃદ્ધિને જ સૌથી મોટો બદલો માનશે. પરિણામે કમ્યુનિસ્ટ સમાજરચના થશે, જેમાં માનવી માનવીનું શોષણ નહિ કરતો હોય, જેમાં ઊંચ-નીચના ભેદ નહિ હોય, જેમાં વર્ગો નહિ હોય અને તેથી એક વર્ગને બીજા વર્ગનું શોષણ કરવાનો પ્રશ્ન નહિ હોય અને તેથી તેમાં રાજ્યસંસ્થા નહિ હોય.

પણ આવો કમ્યુનિસ્ટ સમાજ તો ત્યારે જ રચી શકાય, જ્યારે જગતભર ઉપરથી મૂડીદારી પ્રથાનો નાશ થઈ ગયો હોય. જ્યાં સુધી જગતમાં મૂડીદારી પ્રથા રહે ત્યાં સુધી સમાજવાદી રચનાવાળાં સોવિયેટ જેવાં રાજ્યોના અસ્તિત્વને નાબૂદ કરવા માટે એ પ્રયત્ન કર્યા વિના રહે જ નહિ, અને પરિણામે એમનાં આવાં આક્રમણો સામે રક્ષણ કરવા માટે સેનાની અને એવી યોજનાઓની જરૂર રહે. એ જરૂર પૂરી પાડવા માટે એમને રાજ્યસંસ્થા જાળવી રાખવી જ પડે.

પણ એ સમય આવે તે પહેલાંયે સમાજવાદની આગળ પ્રગતિ તો થાય જ અને કમ્યુનિસ્ટ-સામાજિક રચનાને ખૂબ મળતી એવી સામાજિક રચનાની સ્થાપના થાય. સમાજમાંથી વર્ગો નાબૂદ થયા હોય એટલે પછી વર્ગની સરમુખત્યારીનો સવાલ ઊભો ન થાય અને તેથી સમાજવાદી પ્રજાતંત્રની સ્થાપના થઈ શકે. સોવિયેટ સંઘનું નવું રાજ્યબંધારણ એ આ દિશાએ મંડાયેલું પગલું છે.

આ પ્રકરણના અંતમાં એંગલ્સકૃત "કુટુંબ, ખાનગી મિલકત અને રાજ્યસંસ્થાનો ઉદ્ભવ" નામના પુસ્તકમાંથી એક અવતરણ આપીએ :

"અકિંચન એવો કામદાર વર્ગ રાજસત્તા કબજે કરે છે અને ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી મિટાવી દઈને તે તેની રાજકીય માલિકીની સ્થાપના કરે છે. આમ કરવાથી તે વર્ગ અકિંચન મટી જાય છે અને ઉત્પાદનનાં સાધનોનો માલિક બને છે. વર્ગવિરોધનો નાશ થાય છે અને તેથી રાજ્યનું જૂનું સ્વરૂપ ખતમ થઈ જાય છે. જૂના સમાજનું જીવન વર્ગવિગ્રહમાં વીતતું હતું. એ સમયની ઉત્પાદનની વ્યવસ્થાને કાયમ રાખવા માટે તેને રાજ્યસંસ્થાની એટલે કે શોષકવર્ગના સંગઠનની જરૂર રહેતી હતી. શોષિત વર્ગને બળથી દબાવી શકાય એટલા માટે તેને રાજ્યની આવશ્યકતા હતી. ઉપરઉપરથી તો રાજ્ય સારાયે સમાજનું પ્રતિનિધિત્વ ધરાવવાનો દેખાવ કરતું હતું. જ્યારે સાચે જ રાજ્ય સારાયે સમાજનું પ્રતિનિધિત્વ ધરાવતું થઈ જશે ત્યારે તો તેનું અસ્તિત્વ જ બિનજરૂરી બની જશે. જ્યારે એવો કોઈ વર્ગ નહિ રહે જેને દબાવવો પડે, જ્યારે જૂની સામાજિક રચનામાંથી ઉદ્ભવતી મુશ્કેલીઓ અને વિરોધોનું અસ્તિત્વ નહિ હોય જેને શમાવવાં પડે, ત્યારે એવું દમન કરનારી શકિત અથવા તો રાજ્યસંસ્થા બિનજરૂરી બની જશે. સારાયે સમાજનું પ્રતિનિધિત્વ

ધરાવવાનો દાવો કરીને ઉત્પાદનનાં સાધનોનો કબજો સાચવવાનું રાજ્ય કરતું હતું. તે જ કામ—સાચી રીતે ઉત્પાદનનાં સાધનો સમાજ હસ્તક સોંપવાનું કામ-રાજ્યસંસ્થા કરશે. ક્રમશઃ સામાજિક સંબંધોનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં રાજ્યસંસ્થાનો હસ્તક્ષેપ અનાવશ્યક બની જશે અને પરિણામે એ સંસ્થાનો આપમેળે જ ક્ષય થઈ જાય છે. વ્યક્તિઓ ઉપર શાસન ચલાવવાને સ્થાને વસ્તુઓની વ્યવસ્થા અને ઉત્પાદનની ક્રિયાઓનું સંચાલન જ રહી જાય છે. રાજ્યનો કોઈ વિનાશ નથી કરતું—તે આપમેળે જ કરમાઈ જાય છે."

૯

# સમાજવાદનો આચાર

આજપર્યંતનો ઇતિહાસ વર્ગવિગ્રહોનો ઇતિહાસ રહ્યો છે એમ માર્ક્સે કમ્યુનિસ્ટ જાહેરનામામાં કહ્યું છે, પણ આવા વર્ગવિગ્રહનું નિયંત્રણ રાજકીય પક્ષો દ્વારા તો મૂડીદારી સમાજરચનાના આરંભકાળથી જ થયું છે. પ્રાચીન ગ્રીસ અને રોમમાં અને મધ્યયુગી યુરોપમાં પક્ષો પડતા હતા એમ ઇતિહાસ નોંધે છે. એવા પક્ષો બીજા પ્રદેશોમાં પડતા હતા પણ એક ચોક્કસ કાર્યક્રમ અને ધ્યેયને અનુસરનારા, એક જ શિસ્તનો સ્વીકાર કરનારા અને વ્યવસ્થિત રીતે કાર્ય કરનારા રાજકીય પક્ષનું અસ્તિત્વ એ કાળમાં નહિ હતું.

પહેલી વ્યવસ્થિત રાજકીય ફિલસૂફીની રચના જેમ હોબ્ઝ અને લોક દ્વારા ઇંગ્લંડમાં થઈ હતી, તેમ જ પહેલા વ્યવસ્થિત રાજકીય પક્ષોની રચના પણ ત્યાં જ થઈ હતી. સરંજામી સત્તા સામેના ઊગતા મૂડીવાદના વિરોધને પરિણામે જે અથડામણો થઈ તેને પરિણામે "વ્હીગ" અને "ટોરી" નામના બે પક્ષો અસ્તિત્વમાં આવ્યા. આમાંનો પહેલો પક્ષ મૂડીવાદી વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતો

હતો અને બીજો સરંજામી વર્ગનું. આ પક્ષો વચ્ચેની અથડામણને પરિણામે ઇંગ્લંડમાં જે ક્રાંતિ થઈ તેના પાઠનો ઉપયોગ બીજા દેશના મૂડીદાર વર્ગોએ પૂરતા પ્રમાણમાં લીધો છે.

મૂડીવાદે રાષ્ટ્રીયતા અને રાષ્ટ્રોનું સર્જન કર્યું છે અને તેથી જે રાજકીય પક્ષો મૂડીવાદના કાળમાં રચાયા છે તેનું સ્વરૂપ પણ "રાષ્ટ્રીય" રહ્યું છે. પણ એમની આ "રાષ્ટ્રીયતા" અમુક ચોક્કસ હિતોનું જ પ્રતિનિધિત્વ ધરાવતી હોય છે. આનાથી વિરોધી રીતે, મજૂર વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવતો ક્રાંતિકારી સમાજવાદી પક્ષ આંતર-રાષ્ટ્રીય સ્વરૂપનો હોય છે.

રાજકીય પક્ષ એટલે એક વર્ગના જાગૃત અને સક્રિય એવા લોકોને સંગઠિત કરતી સંસ્થા. મૂડીદારી સામાજિક રચનામાં બે જ મુખ્ય વર્ગ છે છતાંયે પક્ષો તો ઘણા છે એમ આપણે જોઈએ છીએ. પણ આ કંઈ ન સમજાય એવી પરિસ્થિતિ નથી. મૂડીદાર વર્ગ એવો વર્ગ નથી, જે સંપૂર્ણ રીતે એકત્રિત રહી શકે. મજૂર વર્ગની લૂંટમાંથી જે નફો થાય છે તેનો ભાગ પાડવાના પ્રશ્ન ઉપર મૂડીદારોમાં ખૂબ ખૂબ મતભેદ હોય છે. વળી, ઉત્પાદનની ભિન્ન ભિન્ન પરિસ્થિતિને કારણે પણ મતભેદ જાગે છે. વળી, મજૂર અને મૂડીદાર એ બે મુખ્ય વર્ગો ઉપરાંત વચગાળાના મધ્યમ વર્ગો પણ અસ્તિત્વમાં તો છે જ.

ઇંગ્લંડમાં એક શતક સુધી તો બે જ મુખ્ય પક્ષો હતા— "વ્હીગ" અને "ટોરી", અને પછીથી "લિબરલ" અને "કોન્ઝરવેટિવ". આરંભમાં તે જુદા જુદા જમીનદારો અને વેપારીઓના વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા અને પછીથી તે ઔદ્યોગિક મૂડીદારો અને જમીનદાર-વેપારી વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતા હતા. ૧૮૪૮ પછીના કાળમાં ઔદ્યોગિક ક્રાંતિની સફળતા સ્થિર થઈ ગઈ ત્યાં સુધી આ બે પક્ષ વચ્ચેનો વિરોધ તદ્દન સ્પષ્ટ હતો. બીજા દેશોમાં

મૂડીવાદનો વિકાસ જુદી રીતે થયો છે અને તેથી ત્યાં રાજકીય પક્ષોનાં સ્વરૂપમાં અને સંખ્યામાં ફેર પડ્યો છે. પણ મૂળભૂત દૃષ્ટિએ તો આવા બે પ્રકારના જ પક્ષો બધે થયા છે.

પણ બધા જ દેશોમાં મૂડીદારી વર્ગવિગ્રહે રાજકીય પક્ષોની રચના ઉપર ઊંડી અસર કરી છે. મૂડીવાદના વિકાસે કિસાન-સમુદાય ઉપર અને મધ્યમ વર્ગો ઉપર એવી અસર કરી છે, જેને પરિણામે તેઓ મૂડીવાદનાં કેટલાંક તત્ત્વોના વિરોધી બની ગયા છે અને તેથી મૂડીદારી સમાજરચનામાં સુધારણા કરવાનો કાર્યક્રમ સ્વીકારતા રાજકીય પક્ષો એમણે રચ્યા છે. આ રીતે રચાયેલા રાજકીય પક્ષો પોતાને સમાજવાદી પક્ષ તરીકે પણ ઘણી વાર ઓળખાવે છે.

પણ મજૂર વર્ગમાં આવા ભાગલા નથી. સારાયે મજૂર વર્ગનાં આર્થિક હિત સમાન છે. મજૂર વર્ગમાં તડાં પડાવવા અને એના એક વિભાગને બીજા વિભાગ જોડે લડાવવા મૂડીદાર વર્ગ પ્રયત્ન તો કરે જ છે. શાહીવાદી રાષ્ટ્રોના મૂડીદારો પોતાના દેશના મજૂર વર્ગના એક ભાગને થોડી લાલચો આપી પોતાના પક્ષમાં ખેંચી શકે છે. કેળવાયેલા અને અણકેળવાયેલા મજૂરો વચ્ચે ભાગલા પડાવવાના મોટા પ્રયત્નો થાય છે. બેકાર અને બાકાર મજૂરો વચ્ચે પણ વિરોધ ઊભા કરવામાં આવે છે. મજૂરોમાં કેટલાક મતભેદ ઊભા કરવાની યુક્તિનો પણ ઉપયોગ થાય છે.

પણ આ બધું છતાંયે અંતે તો મજૂર વર્ગનાં હિતો તેને એકત્રિત કરે જ છે. મૂડીવાદ એમાં કાયમને માટે વિભાગો પાડી નથી શકતો. દરેક દેશમાં સૌથી વધારે સમજદાર મજૂરો પોતાનો રાજકીય ક્રાંતિકારી પક્ષ રચે જ છે. એ વર્ગ સમજતો હોય છે કે મૂડીદારી મિલકતના સંબંધોને તોડી પાડીને મજૂર વર્ગની સત્તા સ્થાપવાનો કાળ આવ્યા વિના નહિ રહે. આ રીતે મજૂર વર્ગની જે સરમુખત્યારીની

સ્થાપના થશે તે વચગાળાના સમય પૂરતી જ હશે. એવી સરમુખત્યારી દ્વારા મજૂર વર્ગ વર્ગવિહીન સમાજરચના રચશે અને વર્ગવિગ્રહનો અંત લાવશે.

મજૂરોના આવા રાજકીય પક્ષનું કામ મૂડીવાદે ઊભા કરેલા મજૂર વર્ગમાંના વિરોધોને દૂર કરવાનું છે. આ કાર્ય કરવા માટે મજૂર વર્ગના પક્ષે એકત્રિત રહેવું પડશે. એને એના કાર્યમાં માર્ગ-દર્શન મળે એ માટે માકર્સ અને એંગલ્સે રચેલી સિદ્ધાંતરચનાનો ઉપયોગ કરવો પડશે. આપણા સમયના પ્રશ્નોના ઉકેલ માટે લેનિન અને સ્ટેલિનનું માર્ગદર્શન એમણે સ્વીકારવું પડશે. મજૂર વર્ગનો રાજકીય પક્ષ તો મજૂર વર્ગનું સમાજવાદની સ્થાપના માટેનું સૈન્ય છે. કોઈ પણ સૈન્ય યોગ્ય વ્યવસ્થા વિના, ચોક્કસ કાર્યક્રમ અને યોજના વિના, શિસ્તબદ્ધ આગેવાની વિના, લડી ન શકે. એટલે આ પક્ષે તો ખૂબ વ્યવસ્થિત, શિસ્તબદ્ધ અને યોજનાપૂર્વકનું સંગઠન કરવાનું રહે છે.

આ પ્રકારનો રાજકીય પક્ષ તાત્કાલિક અસ્તિત્વમાં આવી નથી જતો. મૂડીદાર વર્ગના રાજકીય પક્ષને પણ વ્યવસ્થિત થતાં ખૂબ લાંબો સમય લાગ્યો હતો. થોડા બુદ્ધિજીવીઓ અને લેખકોનાં નાનાં નાનાં મંડળોમાંથી આ રાજકીય પક્ષની રચના થઈ હતી. અઢારમા શતકના અંતમાં જે નાનાં મંડળોનું દમન થયું હતું તેમને સાચે જ આપણે મૂડીદાર વર્ગનાં પ્રતિનિધિરૂપ ગણાવી શકીએ. ડૉ. પ્રિસ્ટલીનું મકાન એ કાળે લોકોનાં ટોળાંએ બાળી નાખ્યું હતું પણ તે પછી થોડા જ સમયે એમના હેતુઓ સફળ થવા લાગ્યા.

વ્યવસ્થા, પોતાના વર્ગનાં હિતોનું સાચું પ્રતિનિધિત્વ અને એ હિતોની રક્ષા કાજેની નિરંતર લડત આવા પક્ષને એની સભ્યસંખ્યા કરતાં અનેકગણું બળ આપે છે. રશિયાના બોલ્શેવિક પક્ષના વિકાસમાં

પગલે પગલે દમનનો સામનો કરવો પડતો હતો. ૧૯૧૭ના જાન્યુઆરીમાં એ પક્ષમાં ૨૦,૦૦૦ જેટલા સભ્યો ભાગ્યે જ હતા. અને છતાંયે ઝારના સારાયે સામ્રાજ્યમાંના મોટા ભાગના ઔદ્યોગિક કામદાર વર્ગને એ પોતાના તરફ ખેંચી શક્યા હતા. જગતભરમાં આજે કમ્યુનિસ્ટ પક્ષોના પચાસ ટકા જેટલા સભ્યો જેલમાં છે, એમના આગેવાનોને શારીરિક યાતનાઓમાંથી પસાર થવું પડે છે, પણ તોયે એ પક્ષનાં બળ ને લાગવગ તો કૂદકે ને ભૂસકે આગળ વધ્યે જાય છે.

આનું કારણ દલિત તરફની સહાનુભૂતિ નથી. આમજનતામાં જડ ઘાલી બેઠેલી વ્યવસ્થાશક્તિ તેનું કારણ છે. આ વ્યવસ્થાશક્તિને પરિણામે તો મજૂરોનો રાજકીય સમાજવાદી પક્ષ જનતાને ખાતરી કરાવી શકે છે કે જનતાનાં હિતથી સ્વતંત્ર એવાં કોઈ હિત એ પક્ષને નથી, અને ભલે ગમે તેવું દમન આવે તોયે, આ હિતો માટે લડવાનો અને મજૂર–કિસાન–સમુદાયની મુક્તિ સાધવાનો તેનો નિર્ધાર છે.

આ કારણે તો મજૂર વર્ગનો આ નવો રાજકીય પક્ષ ઐક્ય અને વ્યવસ્થા માટે આગ્રહ રાખે છે, આ કારણે જ એનાં સ્વરૂપ અને રચના બીજા આંતરરાષ્ટ્રીય મજૂરમંડળ ( Second International )ના રાજકીય પક્ષોથી ભિન્ન પ્રકારનાં છે, આ કારણે જ આ પક્ષ શિસ્ત ઉપર આટલો મોટો ભાર મૂકે છે. જેને જગતભરના મૂડીવાદ સામે ઝઝૂમવાનું છે એવા પક્ષને પોતાની અંદર તડાં પાડ્યે કેમ પાલવે? યુદ્ધના સૈન્યનાં શિસ્ત, વ્યવસ્થા અને યોજના એ આવા પક્ષની અનિવાર્ય જરૂર છે. મતગણતરીના વિજયોને મજૂર વર્ગનો આ પક્ષ મહત્ત્વ આપતો નથી અને કેટલાક કહેવાતા સમાજવાદીઓની જેમ મૂડીદારી પ્રજાતંત્રમાંથી મજૂર વર્ગની સરમુખત્યારીનો શાંતિપૂર્વકનો વિકાસ તે શક્ય માનતો નથી. મજૂરોનો રોજ–બ–રોજની આર્થિક લડતો અને મૂડીવાદ સામેની આર્થિક લડત વચ્ચે એક અણતૂટ સંબંધ છે એમ પણ એ જાણે છે. આવી આર્થિક લડતો જ

મજૂર વર્ગને એમના સમાજમાંના સ્થાન વિષે જ્ઞાન દે છે, એમનામાં વર્ગીય જાગૃતિ ઊભી કરે છે અને એમની મુક્તિનો માર્ગ એમને બતાવે છે.

એટલે, મજૂર વર્ગના રાજકીય-સમાજવાદી પક્ષનો પાયો કરખાનાંઓમાં અને મજૂર વર્ગનાં રહેઠાણોમાં છે. આવા પક્ષનું ઘટક એ તેની પ્રાથમિક સમિતિ છે. એ પ્રાથમિક સમિતિનું કાર્ય કારખાનાંના અથવા તો લત્તાના કામદારોને સંગઠિત કરવાનું અને તેમનામાં વર્ગીય જાગૃતિ ઊભી કરવાનું છે. આ બધી પ્રાથમિક સમિતિઓને ભૌગોલિક દૃષ્ટિએ એકત્રિત કરવામાં આવે છે અને તેમાંથી જિલ્લા સમિતિઓ અને પ્રાન્તિક સમિતિઓ રચવામાં આવે છે. આવો પક્ષ લોકતંત્રના ધોરણ ઉપરના કેન્દ્રિકરણની પદ્ધતિથી રચાય છે. એટલે કે, એનાં બધાં આગેવાનો, સમિતિઓ વગેરેની ચૂંટણી સભ્યોની પરિષદો દ્વારા થાય છે. પણ એક પરિષદ અને બીજી પરિષદ વચ્ચે સભ્યો શિસ્તબદ્ધ રીતે આ આગેવાનો અને સમિતિઓનાં ફરમાનો ઉઠાવે છે. રાષ્ટ્રીય પરિષદોના વચગાળાના સમયમાં પક્ષની સર્વોચ્ચ સત્તા તેની મધ્યસ્થ સમિતિના હાથમાં રહે છે. આ સમિતિ એક નાની સમિતિની નિમણૂક કરે છે અને રોજ-બ-રોજના કામ માટે એક મંત્રીમંડળ નીમે છે.

પ્રાથમિક સમિતિઓ તરફથી પ્રચારકોની નિમણૂક થાય છે. જિલ્લાની પરિષદો જિલ્લાની સમિતિઓની ચૂંટણી કરે છે. એ પણ પોતાની નાની સમિતિઓ અને મંત્રીમંડળો દ્વારા રોજ-બ-રોજનું કામ ચલાવે છે. લાંબા સમય માટેની નીતિ રાષ્ટ્રીય પરિષદ દ્વારા મુકરર થાય છે અને એ નીતિની પક્ષનાં વર્તમાનપત્રો દ્વારા સૂક્ષ્મ ચર્ચા થાય છે. પક્ષના બધા વિભાગોને પણ આવી ચર્ચામાં ભાગ લેવાનો હક્ક છે. આવી ચર્ચાઓમાં સંપૂર્ણ સ્વતંત્રતા છે—જેટલી સ્વતંત્રતા બીજા કોઈ પક્ષમાં નહિ હોય તેટલી સ્વતંત્રતા આ પક્ષ

આપે છે—અને પ્રત્યેક સભ્યને આવી ચર્ચામાં ભાગ લેવા માટે ઉત્તેજન આપવામાં આવે છે. પણ એક વખત બહુમતી દ્વારા એક નિર્ણય લેવામાં આવ્યા પછી, જ્યાં સુધી એ નિર્ણય કોઈ ઉપરની સત્તા દ્વારા ફેરવવામાં ન આવે ત્યાં સુધી, એને પક્ષના બધા જ સભ્યોએ અનુસરવાનો હોય છે.

આવા પક્ષમાં છેક આંતરરાષ્ટ્રીય સંસ્થા સુધી અપીલ કરવાનો હક્ક સભ્યોને હોય છે, પણ જ્યાં સુધી આવી અપીલનો નિર્ણય ન આવે ત્યાં સુધી તો બહુમતીના નિર્ણય અનુસાર પ્રત્યેક સભ્યે વર્તન કરવાનું રહે છે. વ્યક્તિઓ અથવા નાનાં મંડળો દ્વારા માગણી થાય તેથી સારાયે પક્ષમાં કોઈ નીતિની ચર્ચાનો આરંભ ન થઈ શકે, પણ જો એવી માગણી મહત્ત્વની જિલ્લા સમિતિઓ કરે અથવા તો જો મધ્યસ્થ સમિતિ ચોક્કસ નિર્ણય ઉપર ન આવી શકે તો તેની ચર્ચા થાય છે. પણ મજૂર વર્ગનો આવો પક્ષ ચર્ચા-સભા તો ન જ બની જઈ શકે.

મજૂર વર્ગની આગેવાનીનો વિકાસ તો જ થઈ શકે, એ મજૂર વર્ગને તો જ સાચી આગેવાની આપી શકે, જો શિસ્તબદ્ધ રીતે તેની રચના થઈ હોય. મજૂરસંઘો, સહકારી મંડળો, કારખાનાં-સમિતિઓ, સ્ત્રીઓની સંસ્થાઓ, કેળવણીનાં વર્તુલો, યુવકોના સંઘો – આ બધી સંસ્થાઓમાં હજારોની સંખ્યામાં કામદારો એકત્રિત થાય છે. આવી સંસ્થાઓ સમાજવાદી નથી હોતી એટલે જ નહિ, પણ ઘણી વાર તો એ સમાજવાદ-વિરોધી હોય છે અને તેનું સંચાલન મૂડીદારો અને ફાસિસ્ટો કરતા હોય છે, પણ સમાજવાદીઓની ફરજ છે કે આવી સંસ્થાઓમાં જઈને, તેનું સ્વરૂપ ખુલ્લું પાડીને, મજૂર વર્ગને એવી વર્ગમેળના ધોરણે ચાલતી સંસ્થાઓમાંથી વર્ગવિગ્રહના ધોરણે ચાલતી સંસ્થાઓ તરફ ખેંચવા.. મજૂર વર્ગ જ્યાં સુધી પોતાના ઐક્યની રચના ન કરે ત્યાં સુધી તે સફળતાની આશા ન રાખી શકે. અને

આવું ઐક્ય ત્યારે જ સ્થાપી શકાય, જ્યારે મજૂર વર્ગનો પક્ષ એ ઐક્યની સ્થાપના માટે નિરંતર કાર્ય કરતો હોય.

આ દૃષ્ટિએ જ સમાજવાદીઓને મન મજૂર-સંસ્થાઓની મોટી અગત્ય છે. જેમાં હજારો કામદારો એકત્રિત થાય છે અને જેની મારફતે તેઓ પોતાની રોજ-બ-રોજની લડતોમાં ભાગ લેતા થાય છે તેવી આ જ સંસ્થાઓ છે. પણ આવી મજૂર-સંસ્થાઓ માત્ર આર્થિક સંસ્થાઓ ન બની જઈ શકે. જો એ માત્ર આર્થિક સંસ્થાઓ બની જાય તો વર્ગમેળની પદ્ધતિ અખત્યાર કરવાની એને ઈચ્છા થઈ આવે છે અને ક્રમે ક્રમે મજૂરોનાં હિતોનું તે રક્ષણ નથી કરી શકતી અને પરિણામે પોતાની લાગવગ ગુમાવે છે. સમાજવાદીઓ એટલા માટે જ મજૂરમંડળોને રાજકીય સંસ્થાઓ પણ બનાવવા માગે છે. વર્ગભાન અને વર્ગહિત વિષેનું જ્ઞાન જ મજૂરમંડળોને મજબૂત બનાવે છે.

આમ તો બધા પક્ષો મજૂર વર્ગનું પ્રતિનિધિત્વ ધરાવવાનો દાવો આગળ કરે છે. એ પક્ષ ફાસિસ્ટ હોય કે મવાળ હોય, મજૂર પક્ષને નામે કામ કરનારો સમાજવાદી પક્ષ હોય કે ગમે તે હોય પણ તે મજૂર-કિસાન વર્ગનો સાથ મેળવવા માટે મોટી મોટી વાતો કરે છે, પણ આ બધા પક્ષો સાથે સાથે બીજા વર્ગોનાં હિતની રક્ષાની પણ વાત કરે છે. આપણી રાષ્ટ્રીય મહાસભાની આગેવાની આનું એક દૃષ્ટાંત છે. ધારાસભામાં બહુમતી મેળવીને રાષ્ટ્રનું પ્રતિનિધિત્વ ધરાવવાનો દાવો આવી સંસ્થાઓ આગળ કરે છે. મજૂર વર્ગનો પ્રતિનિધિ એવો સાચો વૈજ્ઞાનિક સમાજવાદી પક્ષ આવો દાવો રજૂ ન કરી શકે. એ તો એક જ વર્ગનાં હિતોની રક્ષાની વાત કરી શકે—એ વર્ગ તે શોષિત મજૂર-કિસાન વર્ગ—અને એ વર્ગનાં હિતથી સ્વતંત્ર એવાં બીજાં હિત એ પક્ષને ન હોય.

મજૂર વર્ગનો આવો એક જ પક્ષ હોઈ શકે. જો એકથી વધારે

આવા પક્ષો હોય અને તે પ્રમાણિક હોય તો આખરે મજૂર વર્ગના વૈજ્ઞાનિક સમાજવાદી પક્ષ જોડે મળીને એ એક સંયુક્ત સમાજવાદી પક્ષની રચના કર્યા વિના ન રહે. આપણા દેશમાં પોતાને સમાજવાદી પક્ષ તરીકે ઓળખાવતા મહાસભા-સમાજવાદી પક્ષનો ઈતિહાસ આ સિદ્ધાંતની દૃષ્ટિએ જોવા જેવો છે. મહાસભા-સમાજવાદી પક્ષની સ્થાપના ૧૯૩૪માં થઈ ત્યારે એ પક્ષમાં મહાસભામાં કામ કરતાં ઉદ્દામ બળો જોડાયેલાં હતાં. મહાસભાની એ વખતની જે નીતિ હતી એની સામેનું આ એક બંડ હતું. પણ આ પક્ષને મજૂર વર્ગનો પાયો ન હતો. મૂડીવાદી રચનાના વિરોધોનો અભ્યાસ કરીને એનાથી વિમુખ બની ગયેલા એવા કેટલાક અભ્યાસીઓએ આ પક્ષની રચના કરી હતી. પણ જેમ એમણે મૂડીદારી રચનાનાં અનિષ્ટો જોયાં તેમ તેમણે તેના વિનાશ માટેના માર્ગનું સાચું દર્શન ન કર્યું. જો એમને એ વાત બરાબર સમજાઈ હોત તો આ પક્ષે પોતાનો પાયો કામદાર-ચળવળ ઉપર રચ્યો હોત. એને બદલે આ પક્ષે તો માત્ર મહાસભા-વાદીઓમાં જ પોતાનો પાયો રચવા પ્રયત્ન કર્યો. વળી, આવા પક્ષને સમૂહ-પક્ષ બનાવવાની પણ એમણે ના પાડી. જો એને સમૂહ-પક્ષ બનાવવામાં આવ્યો હોત તો મહાસભામાંનાં કિસાન-કામદારોનાં જૂથ એમાં ભળી જાત અને એ રીતે એ પક્ષ એક મહાશકિત ઉત્પન્ન કરત. એ ન થયું. પણ તોયે એ પક્ષે સમાજવાદની વિચારસરણીનો વિસ્તૃત પ્રચાર તો કર્યો જ. પરિણામે દેશભરમાં એવાં હજારો જૂથો ઊભાં થયાં, જે વૈજ્ઞાનિક સમાજવાદ તરફ વળવા લાગ્યાં. મહાસભા-સમાજ-વાદી પક્ષના સભ્યોનો મોટો ભાગ પણ એ દિશાએ ગયો. પરિણામે એ પક્ષની આગેવાની અને સામાન્ય સભ્યો વચ્ચે વિસંવાદ ઊભો થયો. આગેવાની તો તરંગી સમાજવાદીઓની જેમ સિદ્ધાંતપ્રચાર કરીને જ સંતોષ માનતી રહી ગઈ. જ્યારે કાર્ય કરવાનો વખત આવ્યો ત્યારે એ પક્ષની આગેવાની પ્રત્યાઘાતી આગેવાની જોડે ભળી ગઈ. યુદ્ધનો આરંભ થયો તેથી તો આ પક્ષની આગેવાનીનું સ્વરૂપ તદ્દન

સાફ સાફ ખુલ્લું પડી ગયું. મહાસભાની આગેવાનીએ આ સમયે સ્વાતંત્ર્યસંગ્રામના મોરચા માંડવાની ના પાડી અને મહાસભા–સમાજવાદી પક્ષે એની જોડે જ સૂર પુરાવ્યો. રામગઢની મહાસભામાં જે અનિશ્ચયાત્મક ઠરાવ પસાર કરવામાં આવ્યો તેને તેમણે ટેકો આપ્યો અને આ રીતે દેશના સ્વાતંત્ર્યની સિદ્ધિ માટેના આ અણમોલ અવસરને એળે જવા દેવાના કાવતરામાં સાથ આપ્યો.

પણ આવા પક્ષની આવી નીતિ તદ્દન સ્પષ્ટ છે. મૂડીવાદી શોષણ કરે છે ત્યારે તેને એ શોષણ માટે એક યંત્ર ઊભું કરવાની જરૂર પડે છે. એ યંત્રમાં મૂડીદાર વર્ગને જનતાના એક ભાગનો સાથ લેવો પડે છે. એ ભાગને એ પોતાની લૂંટમાંથી થોડો હિસ્સો આપે છે. આ રીતે મધ્યમ વર્ગ ઊભો થાય છે. આ મધ્યમ વર્ગ સ્પષ્ટ રીતે મૂડીદારી વર્ગ જોડે અથડામણમાં આવતો નથી, એનું સીધું શોષણ પણ થતું નથી, અને એની પરિસ્થિતિ એવી છે જેમાં એ ક્રાંતિકારી સ્વરૂપ ધારણ નથી કરતો. આજની ઉત્પાદન–પ્રથાના સામાજિક સ્વરૂપમાં એ ઉત્પાદક વર્ગથી વિખૂટો રહે છે. એટલે એ વર્ગ જ્યારે મૂડીવાદનાં અનિષ્ટો જુએ છે ત્યારે પણ ક્રાંતિકારી સ્વરૂપ ધારણ નથી કરતો. જે પક્ષમાં આવા મધ્યમ વર્ગના જ સભ્યો હોય અને જેને મજૂર વર્ગ જોડે સીધો સંસર્ગ ન હોય તે ક્રાંતિકારી માર્ગે જઈ જ ન શકે. મહાસભા–સમાજવાદી પક્ષનું આવું જ બન્યું છે.

પણ મજૂર વર્ગનો પ્રતિનિધિ રાજકીય પક્ષ તો ખૂબ શિસ્તબદ્ધ હોય છે. એ પોતાની અંદર તડાં સહન કરતો નથી. સાચા વૈજ્ઞાનિક સમાજવાદી તો એ પક્ષમાં જોડાઈ જાય છે. પણ એ પક્ષમાં જો વિરોધી પક્ષોનું અસ્તિત્વ સહન કરવામાં આવે તો મોટી મુશ્કેલીઓ ઊભી થાય છે. સોવિયેટ સંઘમાં ટ્રોટ્સ્કી અને રાઇકોવના પક્ષોના અસ્તિત્વનો ઉપયોગ ફાસિસ્ટ રાજ્યોએ કરવા પ્રયત્ન કર્યો હતો પણ વર્ગવિહીન એવા સોવિયેટ તંત્રમાં આ કાવતરાં નિષ્ફળ ગયાં છે.

પણ જો પક્ષમાં આવા વિભાગો સહન કરવાની નીતિ અખત્યાર કરવામાં આવી હોત તો એ આત્મઘાતી જ નીવડત.

[ ૨ ]

આજે જ્યારે જગતમાં રાષ્ટ્રવાદ અને લશ્કરવાદનું ઝેર વ્યાપી રહ્યું છે ત્યારે કામદાર વર્ગે પોતાનું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ સાચવી રાખવા માટે બધું જ કરવું જોઈએ. જેમ રાષ્ટ્રવાદ અને રાષ્ટ્રપ્રેમના જે વર્તમાન ખ્યાલો છે તે મૂડીવાદની રચના છે તેમ જ આંતરરાષ્ટ્રીયતાનો ખ્યાલ એ કામદાર વર્ગની રચના છે. પ્રત્યેક દેશની વિશિષ્ટતાઓ અને ઐતિહાસિક વિકાસનો ખ્યાલ રાખતો છતો કામદારોનો પક્ષ તત્ત્વતઃ તો આંતરરાષ્ટ્રીય જ રહી શકે. એને આંતરરાષ્ટ્રીય આગેવાની જ જોઈએ અને મૂડીવાદ સામેના વિગ્રહની યોજના એણે આંતરરાષ્ટ્રીય ધોરણ ઉપર કરવી જોઈએ.

વૈજ્ઞાનિક સમાજવાદની રચના કરનાર માકર્સ અને એંગલ્સે જ કામદાર વર્ગના આંતરરાષ્ટ્રીયતાના ખ્યાલને મૂર્ત સ્વરૂપ આપ્યું હતું. ૧૮૪૬ અને ૧૮૪૭માં એમણે 'કમ્યુનિસ્ટ લીગ'ની સ્થાપના કરી હતી. એ લીગના જાહેરનામામાં એમણે જગતભરના કામદારોને એક થવાનું આવાહન આપ્યું હતું. એ કાળે કામદાર-ચળવળ નબળી હતી અને મધ્યમવર્ગીય બુદ્ધિજીવી વર્ગ આ ક્રાંતિકારીઓને છોડી ગયો એટલે આ લીગ નિષ્ક્રિય બની ગઈ.

પણ આંતરરાષ્ટ્રીયતાનો ખ્યાલ નાશ પામ્યો ન હતો. યુરોપ અને અમેરિકામાં ભીષણ યુદ્ધો થયાં અને મૂડીવાદ વધારે વિકાસ પામ્યો તેથી ફરીને કામદાર-ચળવળનો જુવાળ ચડ્યો અને ૧૮૬૪માં માકર્સે પહેલા આંતરરાષ્ટ્રીય મજૂરમંડળ ( First International working men's association )ની સ્થાપના કરી. આ નવા મંડળ સમક્ષ જે ઉદ્બોધન માકર્સે રજૂ કર્યું હતું તેમાં તેણે મજૂર

વર્ગના સંગઠનને આંતરરાષ્ટ્રીય ધોરણ ઉપર મૂકવાની જરૂર ઉપર ભાર મૂક્યો હતો. આ મંડળની મધ્યસ્થ સમિતિ જ એને આગેવાની આપનારી સમિતિ હતી. બધા દેશના પ્રશ્નોની તે ચર્ચા કરતી અને સામાન્ય નીતિ અને કાર્યક્રમ તે ઘડતી. બીજા આંતરરાષ્ટ્રીય મજૂર-મંડળ ( Second International )માં આ સ્થિતિ ન રહી અને પરિણામે એ કોઈ પણ કાળે મજૂરોની સાચી આંતરરાષ્ટ્રીય સંસ્થા બની જ ન શકી. પણ આ પ્રથમ આંતરરાષ્ટ્રીય મજૂર વર્ગનું કાર્ય ખૂબ વિકટ હતું. એમાં જોડાયેલા જુદા જુદા પક્ષોમાં જુદી જુદી નીતિ હતી. બાકુનીન જેવા અરાજકતાવાદીથી માંડીને બ્રિટિશ મજૂર-ચળવળના આગેવાનો જેવા મવાળો સુધીના આગેવાનો આ મંડળમાં હતા. એટલે જન્મ પામતી એવી મજૂર–ચળવળ હજી પૂરતી બળવાન થઈ ન હતી. પણ માર્ક્સ અને એંગલ્સ આ મજૂરમંડળમાં આવું શિસ્તબદ્ધ ઐક્ય સ્થાપવાના પ્રયત્ન તરફ પોતાની બધી શક્તિઓનો ઉપયોગ કરતા હતા.

૧૮૪૮થી ૧૮૭૧ સુધી યુરોપમાં મજૂર–ચળવળોનો વિકાસ થતો હતો. એ મજૂર–ચળવળની તાકાતનું સૌથી મોટું દૃષ્ટાંત "પારિસ કમ્યુન" છે. ૧૮૭૧માં પારિસના કામદારોએ રાજકીય સત્તાનો કબજો લીધો હતો અને ૭ સપ્તાહ સુધી એ કબજો જાળવ્યો હતો. આટલી બળવાન બની ગયેલી કામદાર–ચળવળ સામે મૂડીદાર વર્ગનો રોષ ઊછળ્યો. હજી કામદાર વર્ગનો એટલો મોટો વિકાસ થયો ન હતો અને હજી એમનું સંગઠન પણ એટલું વિસ્તૃત ન હતું, જેને પરિણામે કામદાર–રાજ્યની વ્યવસ્થિત સત્તા શક્ય હોય. સામાજિક પલટા માટે તો ઉત્પાદક બળોનો પૂરતા પ્રમાણનો વિકાસ જરૂરી છે. પણ મજૂર-ચળવળના વિકાસના આ પહેલા તબક્કા દરમિયાન સ્વતંત્ર મજૂર વર્ગના જ પક્ષો અસ્તિત્વમાં આવ્યા. ત્યારપછીના બીજા તબક્કામાં ( ૧૮૭૨થી ૧૯૦૪ ) પ્રમાણમાં શાંતિ જળવાય છે. પશ્ચિમમાંની

મૂડીદારી ક્રાંતિ તે પહેલાં પૂરી થઈ ગઈ છે અને પૂર્વમાં હજી તેને માટેનો કાળ આવ્યો નથી. આ બીજા તબક્કામાં જ ધારાસભા મારફતે સામાજિક પ્રગતિ કરવાની વાતો કરનારા રાજકીય પક્ષો ઊભા થાય છે. માકર્સવાદ સફળતા મેળવી શકયો છે તે જોઈને બીજા પક્ષોના માણસો પોતાને માકર્સવાદી કહેવરાવવા લાગે છે. બીજા આંતરરાષ્ટ્રીય મજૂરમંડળના બધા જ પક્ષો એમ માનતા હતા કે ધીમે ધીમે મૂડીવાદનો વિકાસ એટલો બધો થઈ જશે અને પછી તેમાંથી આપમેળે જ સમાજવાદી રચના આવી જશે એટલે ક્રાંતિની આવશ્યકતા નહિ રહે, પણ ૧૯૦૩થી રશિયાનો બોલ્શેવિક પક્ષ લેનિનની આગેવાની નીચે જુદી રીતની માન્યતા ધરાવતો હતો. એ એક માત્ર એવો અપવાદ હતો, જે ક્રાંતિની તૈયારી કરતો હતો. ધીમે ધીમે આ બોલ્શેવિક પક્ષને બીજા દેશોમાંથી થોડોઘણો સાથ મળવા લાગ્યો. પણ આ પક્ષને સાથ આપનારા પણ કોટ્સ્કી અને ટ્રોટ્સ્કી જેવા ક્રાંતિ-વિરોધીઓની અસર નીચે હતા. કોટ્સ્કી અને ટ્રોટ્સ્કી જેવા મધ્યમ માર્ગની હિમાયત કરનારા આગેવાનો કહેતા હતા કે આ બીજા સમાજવાદીઓ સાચા સમાજવાદીઓ નથી એ વાત સાચી છે, પણ આજે તેમની સાથે ખુલ્લી રીતે ઝઘડો કરવો બરાબર નથી. આપણે આપણી તૈયારી કર્યે જઈએ અને એમને બોલાવીએ નહિ. પણ આ તો એવી દલીલ છે કે દિવસના આપણે ગઢ બાંધીએ અને રાતના ભલે બીજા લોકો તેને પાડી નાખે. એ પાડવા આવનારા સામે આપણે વિરોધ ન કરીએ. આવા પક્ષો જોડે ઐકય સાધવાની વાત તે મૂડીદાર વર્ગ જોડે ઔદ્યોગિક કામદાર વર્ગનું ઐકય સાધવાની વાત હતી.

લેનિન અને એના સાથીઓએ તો જુદા જ પ્રકારની નીતિ અખત્યાર કરી, અને એ નીતિને અનુસરીને એમણે ૧૯૧૭ની સોવિયેટ સંઘની ક્રાંતિને આગેવાની પૂરી પાડી. ૧૯૧૯ના માર્ચમાં

આ મતને અનુસરનારાઓએ 'કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'ની સ્થાપના કરી. આમ ત્રીજું આંતરરાષ્ટ્રીય મજૂરમંડળ રથપાયું. આજે આ 'કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'માં સાઠથી પણ વધારે રાષ્ટ્રીય પક્ષોનો સમાવેશ થાય છે. એમાંના ચાલીસથી વધારે પક્ષોની હાલત ખૂબ મુશ્કેલ છે. જે ત્રાસ ને દમનમાંથી બોલ્શેવિક પક્ષને કોઈ કાળે પસાર થવું પડયું ન હતું તે ત્રાસ અને દમનમાંથી આ પક્ષોને પસાર થવું પડે છે. આ પક્ષોના ઇતિહાસ સાક્ષી પૂરે છે કે એક માત્ર કમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલે જ જગતની જનતાને ફાસિઝમ અને યુદ્ધ સામે અને ભાંગતા જતા મૂડીવાદના ત્રાસ સામે લડત ચલાવવામાં સાચી આગેવાની પૂરી પાડી છે. આજે જગતભરમાં—સોવિયેટ સંઘને બાદ કરતાં—દસ લાખથી વધારે વૈજ્ઞાનિક સમાજવાદીઓ છે.

વૈજ્ઞાનિક સમાજવાદની સફળતાનું કારણ એ છે કે એ જ એક માત્ર એવી વિચારસરણી છે, જે વર્તમાન સામાજિક રચનાનું સાચું પૃથક્કરણ કરે છે, એનાં અનિષ્ટો દૂર કરવાનો માર્ગ બતાવે છે અને એ માર્ગે જનતાને દોરી જાય છે. આજે જગતના પાંચમા ભાગ ઉપર આ વૈજ્ઞાનિક સમાજવાદી વિચારસરણીને અનુસરીને સામાજિક નિયંત્રણ થાય છે અને પરિણામે જગતના એ ભાગમાં નથી બેકારી, નથી વર્ગવિગ્રહ, નથી મૂડીવાદનું કોઈ પણ અનિષ્ટ.

૯

# સમાજવાદ અને આપણો દેશ

સમાજવાદના જે સિદ્ધાંત અને વ્યવહારની ચર્ચા આપણે આગળનાં પ્રકરણોમાં કરી છે તેને વિષે કેટલાક આમ દલીલ કરે છે: તમારી સમાજવાદના સિદ્ધાંતોની અને વ્યવહારની વાત સાચી છે, પણ તે યુરોપની સંસ્કૃતિને અને યુરોપના સામાજિક વિકાસને અનુરૂપ છે. જ્યાં જીવનનાં મૂલ્યો જ મુખ્યતઃ પદાર્થવાદી દૃષ્ટિનાં છે, જ્યાં ઔદ્યોગિક વિકાસ ખૂબ વધી ગયો છે, ત્યાં આ પ્રકારના સિદ્ધાંતોનો વ્યવહાર શક્ય છે. આપણી તો સંસ્કૃતિ જ જુદી છે, આપણી સામાજિક રચના જ ભિન્ન પ્રકારની છે, આપણા પ્રશ્નો જુદા છે, આપણા દેશમાં તો અધ્યાત્મવાદી દૃષ્ટિબિંદુનું સામ્રાજ્ય છે. ત્યાં આ માર્ગે પ્રગતિ નહિ થઈ શકે, અને એ માર્ગે પ્રગતિ કરવાની જરૂર પણ ક્યાં છે? ડૉ. ભગવાનદાસે અને બીજા ઘણા વિદ્વાનોએ સ્પષ્ટ નથી બતાવ્યું કે, "આપણી પ્રાચીન સંસ્કૃતિ સમાજવાદી જ હતી? અને ગાંધીવાદનો આદર્શ પણ અંતે તો સમાનતા સ્થાપવાનો જ છે ને?" આવી બધી દલીલોનો વિસ્તૃત જવાબ આપવાનું કે ભિન્ન ભિન્ન વિચારસરણીઓનું પૃથક્કરણ કરવાનું આ સ્થાન નથી. સમાજ-

વાદમાં આચાર અને વિચાર વચ્ચે ભેદ પાડી ન શકાય એ સિદ્ધાંતની દૃષ્ટિએ તો વર્તમાન રાજકારણની ભૂમિકા ઉપર જ આ સિદ્ધાંતોની ચર્ચા થવી ઘટે. એમાં વર્તમાન રાજકીય પક્ષોની સમીક્ષા પણ આવવી ઘટે. પણ એ બધું કરતાં આ પુસ્તકની જે પૃષ્ઠમર્યાદા મુકરર કરવામાં આવી છે તેને ઓળંગી જવી પડે, એટલે અહીં એ પ્રકારની વિસ્તૃત સમીક્ષા કરવાનો પ્રયત્ન હું નહિ કરું. ભારતીય ઇતિહાસ પણ વર્ગવિગ્રહોનો જ ઇતિહાસ છે. સમાજવાદી દૃષ્ટિએ તેનું પૃથક્કરણ કરીએ તો જેવા સિદ્ધાંત બીજા કોઈ દેશના ઇતિહાસના પૃથક્કરણમાંથી મળે છે તેવા જ આપણા દેશના ઇતિહાસના પૃથક્કરણમાંથી મળે છે અને આપણો સામાજિક વિકાસ પણ તત્ત્વતઃ તો બધા જ સામાજિક વિકાસની જેમ ચાલી રહ્યો છે એમ પુરવાર કરવા જેટલી હકીકતો અને તેનું પૃથક્કરણ અહીં આપવાની કોશિશ હું કરું છું, અને પછી વર્તમાન ભારતીય રાજકારણમાં જે અનેક પક્ષો છે તેના અતિ-સંક્ષેપ મૂલ્યાંકનની રજૂઆત આપું છું.

ભારતવર્ષની તવારીખ વ્યવસ્થિત રીતે લખવાનો આરંભ તો ખૂબ મોડો મોડો થયો છે. મોગલ-આગમન પછી જ ખાસ કરીને તે તવારીખનાં પુસ્તકો લખાયાં છે, પણ આપણને આ પુસ્તકોમાં પ્રાચીન ભારતની તવારીખ નહિ મળે. તે છતાંયે પ્રાચીન ભારતની તવારીખ અંગે આપણે સાવ સાધનહીન તો નથી જ. આપણું પ્રાચીન ધાર્મિક સાહિત્ય – વેદો અને બ્રાહ્મણો, આરણ્યકો અને ઉપનિષદો, આગમો અને જાતકો – આપણા દેશની જુદા જુદા કાળની સામાજિક, રાજકીય, આર્થિક પરિસ્થિતિ વિષે આપણને પૂરતો ખ્યાલ આપી રહે છે. આપણા સમાજવિકાસની મુખ્ય કક્ષાઓ તો આપણે એમાંથી અવશ્ય તારવી શકીએ.

અતિ પ્રાચીનકાળમાં—એટલે પ્રાગૈતિહાસિક કાળમાં—ભારતવર્ષમાં માનવી તદ્દન અસંસ્કૃત અને જંગલી જીવન જીવતો. પ્રકૃતિનાં

બળોથી અને હિંસ્ર પશુઓથી બચવા એ પોતાની ટોળીઓ રચતો અને એ ટોળી પ્રાથમિક સમાજવાદી સામાજિક રચનાના સ્વરૂપે જ રચાયેલી હતી. ઑક્સફર્ડની વિદ્યાપીઠે ભારતવર્ષના ઇતિહાસનો જે મહાગ્રંથ બહાર પાડ્યો છે તે આની સાક્ષી પૂરે છે. પછી નૂતન પથ્થરયુગ આવ્યો. એ કાળનું સમાજતંત્ર પણ ટોળીના સ્વરૂપનું જ હતું. ઉત્પાદનનાં સાધનોનો વિકાસ એ કાળે ખૂબ થોડો થયો હતો. એ કાળમાં માનવી દિવસભર શ્રમ કરે તોયે માંડ પેટપૂર અન્ન મેળવે એવી સ્થિતિ હતી. પરિણામે સમાજમાં વર્ગભેદ એ કાળે જન્મ્યો નહિ હોય. આ સમયની તવારીખ આપણને પુરાતત્ત્વવિદો આપે છે. જૂનાં ખંડેરોનાં ખોદકામમાંથી, જૂના કાળના અવશેષોમાંથી, આ કાળની તવારીખ વિષે કલ્પના કરવાની હોય છે.

પણ આ પછીના કાળની સામાજિક, રાજકીય અને આર્થિક પરિસ્થિતિ વિષે તો આપણને સ્પષ્ટ માહિતી મળે છે. ઋગ્વેદની ઋચાઓ આપણને એ કાળની પરિસ્થિતિનો સચોટ ચિતાર આપે છે. પશુધનનું મહત્ત્વ આપણે એ ઋચાઓમાં જોઈએ છીએ અને તેથી આપણે સ્વાભાવિક રીતે જ જાણી શકીએ છીએ કે પૂર્વ ઋગ્વેદ-કાળમાં ઢોર–ઢાંખર રાખવાની અને પ્રાથમિક સ્વરૂપની ખેતીની પ્રથા અસ્તિત્વમાં આવી હશે. એટલે કે હજી તે કાળમાં સ્પષ્ટ વર્ગભેદ પડ્યા નહિ હોય. આપણે એ પણ સ્પષ્ટ જોઈએ છીએ કે વર્ણાશ્રમની રચના એ કાળમાં નથી.

પણ જેમ જેમ સમય જવા માંડ્યો તેમ તેમ પરિસ્થિતિ ફરવા માંડી. પહેલાં તો ભિન્ન ભિન્ન ટોળીઓ હતી અને એ ટોળીઓ એમનાં ગોત્રનાં નામથી ઓળખાતી. પણ સામાજિક રચનામાં પલટો થયો અને ક્રમે ક્રમે વ્યવસ્થિત સમાજ રચાવા માંડ્યો. ખેતીની પ્રથામાં થયેલા વિકાસને કારણે અને બીજા કેટલાક નાના ઉદ્યોગોની શોધને પરિણામે આ સામાજિક પલટો થયો હતો. આપણને ઋગ્વેદ-

કાળના પાછળના ભાગથી જ સુથાર, લુહાર, કુંભાર વગેરે માટેના સંસ્કૃત પર્યાયો મળે છે, અને તે બતાવે છે કે એ બધા વ્યવસાયોનો આરંભ એ કાળમાં થઈ ગયો હશે. આ કાળમાં ટોળીઓ એકત્રિત થઈને 'જનપદ' બનવા માંડયાં.

આ 'જનપદો' અને તેના વિકાસનો ઇતિહાસ ગ્રીસનાં નગર-રાજ્યોને ખૂબ મળતો છે. આપણે આગળના એક પ્રકરણમાં ગ્રીસની સામાજિક રચનામાં થયેલા પલટા વિષે નિરૂપણ કરતું એક લાંબું અવતરણ આપ્યું છે. એ અવતરણમાં જે પ્રકારનો પલટો આપણે ગ્રીસમાં થતો જોઈએ છીએ એવો જ પલટો આ કાળમાં ભારતવર્ષમાં થતો જોવામાં આવે છે. વર્ગવિહીન સામાજિક રચનામાંથી વર્ગવિભક્ત રચના આ કાળમાં થાય છે અને રાજ્યસંસ્થા અસ્તિત્વમાં આવે છે. આ રાજ્યસંસ્થા કયાંક "પ્રજાતંત્ર"નું સ્વરૂપ લે છે તો કયાંક નૃપતિસંસ્થા અસ્તિત્વમાં આવે છે. પણ આ પ્રજાતંત્ર અને નૃપતિસંસ્થા વર્તમાનકાળની એવી સંસ્થાઓથી તદ્દન ભિન્ન છે. આ પ્રજાતંત્રમાં પ્રજાના આખાયે સમૂહને સત્તા નથી, એમાં તો માત્ર ભદ્રલોકને, એટલે આર્યોને જ, સત્તા છે. ભારતવર્ષના આદિવાસી એવા દ્રવિડ વગેરે લોકને તો એમાં કશી જ સત્તા નથી. નૃપતિસંસ્થામાં પણ ભેદ છે જ. આજની જેમ વારસાગત નૃપતિસંસ્થાનું એ કાળમાં અસ્તિત્વ ન હતું. સમાજના અગ્રણીઓ નૃપતિની ચૂંટણી કરતા અને તેને દૂર કરવાની સત્તા પણ ધરાવતા. પ્રાચીનકાળનાં પ્રજાતંત્રો એક અર્થમાં સાચાં પ્રજાતંત્રો હતાં. પ્રતિનિધિ દ્વારા સત્તા ભોગવવાની જે જરૂર આજનાં વિશાળ "પ્રજાતંત્રો"માં ઊભી થઈ છે તે આ કાળનાં પ્રજાતંત્રોમાં ન હતી. રાજ્યો મર્યાદિત વિસ્તારનાં હતાં એટલે પ્રત્યેક નાગરિક રાજસભામાં હાજર રહી શકતો અને એ રીતે પોતાની સત્તાનો સીધો ઉપયોગ કરી શકતો.

ભારતવર્ષની સામાજિક તવારીખનો આ પછીનો તબક્કો તે અર્થશાસ્ત્રો અને બૌદ્ધ-રચનાનો કાળ છે. આ કાળમાં ખેતી વધારે

વિકાસ પામી હતી અને વેપારનો આરંભ થયો હતો. પૂર્વમાં જાવા-સુમાત્રા અને પશ્ચિમમાં આફ્રિકા, મિસર અને અરબસ્તાન સુધી હિંદી વેપારી જહાજો જતાં હતાં. આ આર્થિક વિકાસની અસર સામાજિક-રાજકીય વિકાસ ઉપર પણ થઈ અને નાનાં નાનાં રાજ્યોનું સ્થાન મહારાજ્યો લેવા માંડયાં. વેપારના વિકાસને નાની સરહદોનાં બંધન રૂંધે છે એટલે એ સરહદો તૂટી જાય છે અને વિશાળ સરહદો રચાય છે. વેપારના વિકાસની એક બીજી પણ અસર છે. સ્પષ્ટ રીતની સરંજામી પ્રથામાં અને વેપારી મૂડીવાદના કાળમાં જે ભેદ પડે છે તે પ્રકારનો આ ભેદ છે. સરંજામી-સામાજિક રચનામાં ધર્મગુરુઓનું જે વર્ચસ્વ હોય છે તે વેપારી મૂડીવાદને નથી પાલવતું. સંકુચિત મનોવૃત્તિ એમને નથી પોષાતી. એમને તો દેશ-વિદેશ ફરવાનું હોય છે, ભિન્ન ભિન્ન સંસ્કૃતિના લોકો જોડે સહવાસમાં આવવાનું હોય છે અને પરિણામે એમનું દૃષ્ટિબિંદુ વિકસિત બને છે. એટલે ધર્મગુરુઓની શક્તિ આવા કામમાં ક્ષીણ થાય છે. ધર્મની સત્તા અને સમાજની સત્તા એક રહેવાને બદલે વિભક્ત બની જાય છે. ભારતવર્ષના ઇતિહાસના આ કાળમાં આ પ્રક્રિયા થઈ હતી. બૃહસ્પતિ જેવા ચિંતકોની આગેવાની નીચે મર્યાદિત રાજ્યસત્તાની સ્થાપના થાય છે. "રાજા એટલે રાજ્ય" એવો ખ્યાલ ભાંગીને ભુક્કો થઈ જાય છે અને તેને સ્થાને સપ્તાંગ રાજ્યના એક અંગનું જ ગૌણ સ્થાન રાજા પ્રાપ્ત કરે છે. પણ આ બધું જ્યારે કહેવામાં આવે છે ત્યારે તેનો એવો અર્થ કોઈ ન કરે કે યુરોપમાં સોળમા શતકમાં જે પ્રક્રિયા થઈ એવી જ આ પ્રક્રિયા પણ હતી. તત્ત્વતઃ તે એક પ્રકારની હતી, પણ યુરોપની પ્રક્રિયા વિકાસની ઊંચી ભૂમિકાએ થઈ હતી અને તેથી તેનું સ્વરૂપ વધારે સ્પષ્ટ અને વધારે અસરકારક હતું. આ પછી આ જ કાળમાં રાજાની સત્તાને વધારે મર્યાદિત કરવાના પ્રયત્નો થયા અને એ પ્રયત્નોમાં ક્રાંતિઓ પણ થઈ. લિચ્છવીના ઇતિહાસપ્રસિદ્ધ પ્રજાતંત્રની રચના આ કાળમાં જ થઈ હતી.

આ પછીના કાળમાં ફરીને સરંજામી–રજવાડી વર્ગની સ્થાપના થઈ હતી. માનવીની જરૂરિયાતોને પૂરું પાડનારું મુખ્ય સાધન તો ખેતી જ હતું. જે વેપારી વર્ગ અસ્તિત્વમાં આવ્યો હતો અને પોતાની સત્તા સ્થાપવાનો પ્રયત્ન કરતો હતો એ એટલો બળવાન ન હતો કે સરંજામી–રજવાડી વર્ગ સામે ટકી શકે. ઉત્પાદનનાં અને વ્યવહારનાં સાધનોમાં એટલો મોટો વિકાસ હજી થયો ન હતો કે વેપારી વર્ગ વધારે બળવાન બની શકે. એટલે સરંજામી–રજવાડી વર્ગે પોતાનું આધિપત્ય સ્થાપી દીધું. આ સમયની સામાજિક પરિસ્થિતિની સચોટ રજૂઆત કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં આપણને મળે છે. રોમન સામ્રાજ્ય જેવાં મહારાજ્યો એ કાળના સરંજામી–રજવાડી વર્ગે રચ્યાં.

આ પછીના કાળમાં યુરોપના મધ્યયુગ જેવો અંધકારયુગ આવ્યો હતો. સામાજિક વિકાસ આ કાળમાં થતો ન હતો અને પરિણામે પ્રગતિ અશક્ય બનતી હતી. એક માત્ર હર્ષના શાસનકાળ સિવાય આ કાળનું ભારતવર્ષ તદ્દન અંધકારમાં લપેટાઈ ગયેલું હતું.

આ પછી ભારતવર્ષમાં જે સામાજિક પલટા થયા તે પણ આર્થિક પરિસ્થિતિના પરિણામરૂપ તો હતા જ, પણ એ બીજા પ્રદેશની આર્થિક પરિસ્થિતિની આડકતરી અસરનું પરિણામ હતું. મધ્ય એશિયામાં ઇસ્લામી ટોળીઓને પોતાને ત્યાં પૂરતા પ્રમાણમાં જીવનની જરૂરિયાતો મળતી ન હતી એટલે તેમણે ભારતવર્ષ ઉપર આક્રમણો કર્યાં. કેટલાક સંજોગોમાં તો એ આક્રમણોએ માત્ર લૂંટનું સ્વરૂપ જ લીધું પણ પછીથી તો આ ઇસ્લામી ટોળીઓ ભારતવર્ષમાં આવીને વસવાટ પણ કરવા લાગી. ભારતીય સંસ્કૃતિ અને આ ઇસ્લામી સંસ્કૃતિનો ભારતવર્ષમાં સમન્વય થવા લાગ્યો અને આજની ભારતવર્ષની સંસ્કૃતિમાં આ ઇસ્લામી સંસ્કૃતિનાં તત્ત્વ ન ઓળખાય એટલી ગાઢ રીતે વણાઈ ગયાં છે.

મોગલ – આગમન પહેલાંનો મુસ્લિમ–યુગ ભારતવર્ષની તવારીખમાં અંધેરશાહીનો યુગ હતો. ઉત્તર ભારતવર્ષમાં એ કાળમાં રોજ ને રોજ ઝઘડા થયા કરતા, રાજ્યાંતર થયા કરતાં અને તેથી સામાજિક વિકાસની પ્રગતિ ન થતી. પણ તોયે એના કેટલાક ભાગોમાં તો પ્રમાણમાં સ્થિરતા રહેતી અને તેવા પ્રદેશમાં વેપારી વર્ગ આગળ વધતો હતો. આપણા ગુજરાતમાં જ એ વર્ગે ઠીકઠીક વર્ચસ્વ પ્રાપ્ત કર્યું હતું. ગુજરાતનાં આજનાં કેટલાંયે શ્રીમંત કુટુંબની સંપત્તિ એ કાળથી વારસામાં ચાલી આવી છે. અને એ કાળમાં રાજ્યકારણમાં પણ એ વેપારી વર્ગનું પ્રાબલ્ય હતું તેની સાક્ષી ઇતિહાસ પૂરે છે. ગુજરાતના મહારાજાઓ, બાદશાહો અને નવાબોના પ્રધાનો મોટે ભાગે શ્રીમંત કોટયાધીશો થતા એમ આપણે ઇતિહાસમાંથી જોઈ શકીએ છીએ. આવી જ પરિસ્થિતિ દક્ષિણ ભારતવર્ષના મોટા ભાગમાં હતી. વિજયનગરનું સામ્રાજ્ય ખૂબ પ્રબળ હતું અને એ સામ્રાજ્ય ઉપર પણ વેપારી વર્ગની મોટી લાગવગ હતી.

મોગલ – આગમન પછી ભારતવર્ષની વેપારી પ્રગતિ વધારે થઈ હતી. છેક યુરોપ અને ચીન સુધી ભારતવર્ષનો વેપાર પહોંચ્યો હતો. એ વેપારનો મોટો ભાગ આરબ વેપારીઓ મારફતે થતો હતો. યુરોપ અને એશિયા વચ્ચે દરિયાઈ સંબંધ જોડાયા પછી ધીમે ધીમે ભારતવર્ષમાં યુરોપીય વેપારીઓ આવવા લાગ્યા. એ વેપારીઓ જે પ્રદેશમાંથી આવ્યા ત્યાં સામાજિક વિકાસ ઊંચી કક્ષાએ પહોંચ્યો હતો, એમનાં વ્યવહારનાં સાધનો વધારે વિકસિત હતાં. પરિણામે એમણે ભારતવર્ષના વેપાર જોડે હરીફાઈમાં સફળતા મેળવી. વળી, ઔદ્યોગિક ક્રાંતિ થયા પછી તો એમની પાસે ઊંચા પ્રકારનાં ઉત્પાદનનાં અને વિનાશનાં સાધનો પણ આવ્યાં. એમની પાસે દારૂગોળા હતા. આ બધાં કારણે એમણે ભારતવર્ષમાં પગપેસારો કર્યો. એમણે ભારતવર્ષમાં પોતાની હકૂમત જમાવી એની પાછળ પણ આર્થિક કારણો જ છે. સામ્રાજ્યશાહી એ મૂડીદારશાહીનું ઉત્કૃષ્ટ

સ્વરૂપ છે એમ આપણે આગળ જોઈ ગયા છીએ. બ્રિટનના વેપારીઓ એમની વેપારની જરૂરિયાતોને કારણે જ ભારતવર્ષમાં આવ્યા હતા, અને ભારતવર્ષ–પરત્વે એમની નીતિ પણ વેપારની જરૂરિયાતને અનુલક્ષીને જ ઘડાઈ અને ફેરવાઈ છે.

[ ૨ ]

૧૪૯૮ના મેની ૨૨મી તારીખે પહેલો યુરોપીય ખલાસી ભારતવર્ષના કિનારા ઉપર કાલિકટના બંદરે ઊતર્યો. એણે યુરોપીય સાહસિકોને ભારતવર્ષનો માર્ગ બતાવ્યો, એટલે પછી યુરોપીય વેપારીઓ ભારતવર્ષમાં આવવા લાગ્યા. ફિરંગી આવ્યા, વલંદા આવ્યા, ફ્રેંચ આવ્યા અને અંગ્રેજ પણ આવ્યા. ઇંગ્લંડમાં મૂડીદાર વર્ગ સત્તાધીશ થવા લાગ્યો હતો એ કારણે અંતે અંગ્રેજ લોકો ફાવ્યા.

ઈ. સ. ૧૬૦૦ના છેલ્લા દિવસે ઇંગ્લંડની મહારાણી એલિઝાબેથે કંબરલેંડના અર્લ અને બીજા ૨૧૭ માણસોની બનેલી ઇસ્ટ ઇંડિયા કંપનીને ભારતવર્ષમાં અને પૂર્વના પ્રદેશોમાં વેપાર કરવાનો પટ્ટો આપ્યો. પણ આરંભમાં તો આ કંપની વેપારી કંપની જ રહી. ઇંગ્લંડના વેપારીઓને જ્યાં સુધી એવા બજારની જરૂર ન હતી જેમાં પોતાના દેશમાં ઉત્પન્ન થયેલા માલને વેચી શકાય, ત્યાં સુધી તો આ કંપનીએ રાજ્યવિસ્તાર કર્યો નહિ અને તેને તેવા રાજ્યવિસ્તાર માટે ઇંગ્લંડમાંથી ઉત્તેજન પણ મળ્યું નહિ. પણ જ્યારે ઇંગ્લંડમાં ઔદ્યોગિક ક્રાંતિનો આરંભ થયો ત્યારથી જ તેમણે ભારતવર્ષમાં સામ્રાજ્યવિસ્તારની શરૂઆત કરી. પ્લાસીના યુદ્ધમાં જે વિશ્વાસઘાત કરવામાં આવ્યો તે આ સામ્રાજ્યવિસ્તાર તરફનું પહેલું પગલું હતું.

પણ હજીયે ભારતવર્ષનો ઉપયોગ બજાર તરીકે જ કરવાનો હતો. ઇંગ્લંડમાં હજી મૂડીદાર વર્ગના હાથમાં પ્રબળ સત્તા આવી ગઈ ન હતી. અઢારમા શતકના આખરના સમયથી એમની એ સત્તા

વધવા માંડી. જેટલા પ્રમાણમાં ઈંગ્લંડના શાસનતંત્રમાં મૂડીદાર વર્ગની સત્તા વધવા માંડી એટલા પ્રમાણમાં ભારતવર્ષમાં કંપનીના વહીવટમાં હસ્તક્ષેપ શરૂ થયો. આ હસ્તક્ષેપનો આરંભ ૧૭૭૩માં રેગ્યુલેટિંગ એક્ટ દ્વારા થયો. ધીમે ધીમે તેનું પ્રમાણ વધતું ગયું. અઢારમી સદી દરમિયાન બ્રિટિશ મૂડીવાદે એક બીજું કાર્ય પણ કર્યું—હિંદી કાપડ-ઉદ્યોગને તોડવાનું એ મહાકાર્ય હતું. એને માટે વિધવિધ પ્રકારના માર્ગો યોજવામાં આવ્યા. ઈંગ્લંડમાં હિંદી કાપડની આયાત સામે અને હિંદી કાપડ પહેરવા સામે પ્રતિબંધ મુકાયા.

ઓગણીસમા શતકમાં તો બ્રિટનની ઔદ્યોગિક ક્રાંતિ ખૂબ ઝડપથી આગળ વધી. બ્રિટનનાં કારખાનાંઓમાંથી ઉત્પન્ન થતો ઢગલાબંધ માલ જ ભારતવર્ષમાં વેચવાની જરૂર હતી, એટલું જ નહિ, પણ બ્રિટનની વધારાની મૂડીના રોકાણ માટેનાં ક્ષેત્રની પણ જરૂર હતી; પણ બ્રિટનની મૂડી ભારતવર્ષમાં રોકવામાં આવે તો તેની સલામતી જળવાય એટલા માટે ભારતવર્ષની રાજ્ય-સત્તા ઉપર બ્રિટનની સરકારના સીધા કાબૂની જરૂર રહે, એટલે ૧૮૫૭-માં બ્રિટને ભારતી સરંજામી વર્ગોને હરાવીને પોતાની સત્તાની સ્થાપના કરી. હવે ઈસ્ટ ઇન્ડિયા કંપની મારફત વહીવટ કરવાને બદલે સીધો જ પાર્લમેંટનો વહીવટ આવી ગયો. આ રીતે બ્રિટિશ મૂડીદાર વર્ગે પોતાની જરૂરિયાતોને અનુલક્ષીને ભારતીય શાસનપ્રણાલીમાં પલટાઓ કર્યા છે. ૧૮૫૭ પછી પણ આ પ્રકારના જે પલટા થયા છે તે આવાં કારણોએ જ થયા છે. રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની પણ એના ઉપર અસર થઈ છે.

૧૮૫૭માં બ્રિટનના શાહીવાદનો વિજય થયા પછી ભારતવર્ષમાં રાજકીય આગેવાની લઈ શકે એવો વર્ગ ન રહ્યો. રજવાડી વર્ગને તો બ્રિટને તોડી નાખ્યો હતો. પોતાને સાથ અને સહકાર આપે એવો એક જમીનદાર વર્ગ ઊભો કર્યો હતો. એ માટે એણે કેટલાક રાજાઓ પણ ઊભા કર્યા હતા—કાશ્મીર, માઈસોર, ટોંક વગેરે આનાં દૃષ્ટાંત

છે. આ પરિસ્થિતિમાં ભારતવર્ષમાંના મધ્યમ વર્ગનો અસંતોષ સીધા રાજકીય જન-આંદોલન મારફતે વ્યક્ત થઈ શકે એમ હતો નહિ એટલે એણે ત્રાસવાદી ચળવળનું સ્વરૂપ લીધું હતું. પણ આવી ત્રાસવાદી ચળવળ પણ મુશ્કેલીના પ્રસંગોએ બ્રિટનનાં હિતને જોખમમાં મૂકે એવો ભય હતો એટલે મધ્યમ વર્ગની મહત્ત્વાકાંક્ષાઓને બીજે માર્ગે વાળવાની બ્રિટનને જરૂર હતી. એટલે એ સમયના વાઈસરૉયની પ્રેરણાથી ડેવિડ ઑક્ટેવિયન હ્યુમ નામના એક નિવૃત્ત થયેલા સનંદી અમલદારે મહાસભાની સ્થાપના કરી. પણ ઇતિહાસનાં પરિબળોને કોઈ રોકી નથી શકતું. ભલે ઇંગ્લંડ હિંદની પ્રગતિ રૂંધવાના ગમે તેટલા પ્રયત્નો કરે તોયે તેનો સામાજિક વિકાસ ધીમે ધીમે થયે જ જતો હતો. ઓગણીસમા શતકના અંતમાં ભારતીય મૂડીદારી વર્ગ અસ્તિત્વમાં આવવા લાગ્યો હતો. ઉદ્યોગોની સ્થાપના થવા લાગી હતી. આ વિકાસને રૂંધ્યા વિના બ્રિટનના શાહીવાદી મૂડીવાદને ચાલે એમ ન હતું. એટલે તો ૧૮૯૨થી એવી આર્થિક નીતિનો આરંભ થયો, જેને પરિણામે ભારતીય મૂડીવાદનો વિકાસ અટકે. હૂંડિયામણનું ધોરણ, આવક-જાવક ઉપરના વેરા વગેરે માર્ગો દ્વારા આ કાર્ય સિદ્ધ કરવામાં આવતું હતું. પણ વીસમા શતકમાં જ્યારે મૂડીવાદી શાહીવાદના સ્વાભાવિક પરિણામરૂપ યુદ્ધ આવી પડયું ત્યારે હિંદુસ્તાનનો મૂડીવાદ ઠીક ઠીક વિકાસ પામી ગયો.

હવે એક એવો વર્ગ અસ્તિત્વમાં આવ્યો, જેને રાજકીય હેતુઓ હતા, રાજકીય આકાંક્ષાઓ હતી, રાજકીય કાર્યક્રમ હતો. એ વર્ગે ગાંધીવાદની વિચારસરણીને અપનાવી લીધી અને પોતાને અનુકૂળ એવા એમાં પલટાઓ કર્યા. આ ગાંધીવાદ હિંદની રાજકીય ચળવળમાં મુખ્ય સ્થાને આવી ગયો અને લગભગ પંદર વર્ષ સુધી હિંદી રાજકારણનો એ એક માત્ર મહાન પક્ષ રહ્યો. હિંદી ઔદ્યોગિક મૂડીદાર વર્ગથી જુદા સ્વરૂપનો એવો જે મૂડીદાર વર્ગ હતો, જે બ્રિટનના મૂડીદાર વર્ગના આડતિયા તરીકે કામ કરનાર વર્ગ હતો,

એના પ્રતિનિધિરૂપ મવાળ પક્ષો પણ અસ્તિત્વમાં આવ્યા; પણ એ વર્ગ એટલો પ્રબળ ન હતો એટલે તેના પક્ષે આપણા રાજકારણ ઉપર મોટી અસર કરી નથી.

પણ જેમ મૂડીવાદ ઉત્પન્ન થયો તેમ તેની સાથે સાથે જ મજૂર વર્ગ ઉત્પન્ન થયો અને એ વર્ગનું સંગઠન પણ રચાવા લાગ્યું અને આપણાં ઔદ્યોગિક કેન્દ્રોમાં સ્પષ્ટ રીતનો વર્ગવિગ્રહ વધવા લાગ્યો. આ ઔદ્યોગિક લડતોમાંથી મજૂર વર્ગમાં રાજકીય જાગૃતિ વધવા લાગી, પણ એ રાજકીય જાગૃતિને વ્યવસ્થિત કરનાર રાજકીય પક્ષ શાહીવાદી પરિસ્થિતિને કારણે કાયદેસર અસ્તિત્વ ન મેળવી શક્યો; પણ તેમ છતાં એ પ્રકારના ક્રાંતિકારી રાજકીય વિચારોનો પ્રચાર તો થયો જ. આ પ્રચારની અસર કેટલાક મધ્યમવર્ગીય રાજકીય કાર્યકરો ઉપર થઈ અને ૧૯૩૪ના જુલાઈમાં પટણા મુકામે મહાસભા–સમાજવાદી પક્ષની સ્થાપના થઈ. પણ સાચો વૈજ્ઞાનિક સમાજવાદી પક્ષ શાહીવાદી સત્તાની પરિસ્થિતિમાં કાયદેસરનું અસ્તિત્વ પ્રાપ્ત ન કરી શકે એ વાત આ બીચારા આદર્શવાદી 'સમાજવાદીઓ' ન સમજી શક્યા. એમણે મજૂર વર્ગમાં કામ કરતા રાજકીય કાર્યકરોની અવગણના કરી, એમનો સાથ લેવાની ના પાડી, એમને પોતાના પક્ષમાંથી દૂર કરવાના પ્રયત્નો કર્યા, અને પરિણામે એ પક્ષના આગેવાનો ગાંધીવાદના ગજવામાં જઈ પડ્યા. પણ એ પક્ષના સભ્યોનો મોટો ભાગ તો વૈજ્ઞાનિક સમાજવાદી વિચારસરણી ધરાવતા આગેવાનોની નીતિનો સ્વીકાર કરતો થઈ જ ગયો છે. આમ અનેક વિરોધો છતાંયે વૈજ્ઞાનિક સમાજવાદી વિચારસરણી ધરાવતા અને એ માર્ગે કાર્ય કરતા કાર્યકરોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જ રહી છે. આ વિગ્રહની પરિસ્થિતિમાં એ એક જ જૂથ એવું છે, જે પ્રજાને સાચી આગેવાની આપે છે અને તેથી આજે એના ઉપર દમનની વર્ષા વરસી રહી છે અને સેંકડોના હિસાબે એમની ધરપકડો થઈ રહી છે.

રૉય, બોઝ, ટ્રૉટ્સ્કી વગેરેનાં મંડળો પણ આપણા દેશમાં છે.

એ મંડળોમાં રૉય અને ટ્રોટ્સ્કીનાં મંડળો મધ્યમવર્ગીય તકવાદીઓનાં બનેલાં છે અને તેથી પ્રતિક્રાંતિકારી છે. બોઝનું મંડળ તો મૂડીવાદીઓના વિસંવાદનું પરિણામ છે. ભારતીય મૂડીદાર વર્ગના જે ભાગનાં હિતોનું પ્રતિનિધિત્વ મહાસભાની વર્તમાન આગેવાની નથી ધરાવી શકતી તેનું પ્રતિનિધિત્વ બોઝ ધરાવે છે.

આમ ભારતવર્ષની તવારીખ આપણને સ્પષ્ટ રીતે બતાવે છે કે જેમ બીજા દેશોમાં તેમ ભારતવર્ષમાં પણ રાજકીય-આર્થિક વિકાસ ઉત્પાદક બળોના વિકાસ જોડે સંકળાયેલો છે, અને જો આ જ પરિબળો આપણા વિકાસનું નિયમન કરે છે તો એવાં જ પરિબળો દ્વારા વર્તમાન સામાજિક રચનાનાં અનિષ્ટો દૂર થઈ શકશે એમ કહી શકાય. એટલે જ્યારે એમ કહેવામાં આવે છે કે ભારતવર્ષના પ્રશ્નો જુદા છે, પરિસ્થિતિ જુદી છે, સંસ્કૃતિ જુદી છે, ત્યારે સાચી પરિસ્થિતિનું અજ્ઞાન જ તેનું કારણ મહદ્‌અંશે હોય છે અને કાં તો વર્તમાન સ્થાપિત હિતોના પ્રચારના પરિણામરૂપ એ માન્યતા હોય છે.

૧૦

## સમાજવાદની જીવનદૃષ્ટિ

**સ**માજવાદ એ માત્ર અર્થકારણનો કે રાજકારણનો સિદ્ધાંત જ નથી, એ વર્ગવિગ્રહની વાત જ કરનારો કોઈ સિદ્ધાંત નથી, એ એક જીવનદૃષ્ટિ છે અને એ જીવનદૃષ્ટિને અનુસરીને તો તેના બધા સિદ્ધાંતો રચાયા છે. પણ સમાજવાદની ફિલસૂફી બીજી ફિલસૂફીઓથી જુદી પડે છે. પાશ્ચિમાત્ય ફિલસૂફી મહદ્અંશે સત્યની શોધના હેતુથી રચાઈ છે, પણ માત્ર ચિંતન દ્વારા સત્યની શોધ કરવાનો પ્રયત્ન કરવો તેનો કશો જ અર્થ નથી. જગતથી વિખૂટા પડીને એ જ જગત વિષેના સત્યનું સંશોધન આપણે કરી શકીએ જ નહિ. પૂર્વના ફિલસૂફો ચિંતનને એક સાધન માને છે પણ એ સાધન આ જગતમાંના બીજા હેતુઓ પાર પાડવા માટે નહિ પણ મોક્ષપ્રાપ્તિ માટે છે એમ તેઓ કહે છે. વૈજ્ઞાનિક સમાજવાદીની દૃષ્ટિ તો આનાથી જુદી છે. "ફિલસૂફોએ જગતનાં ભિન્ન ભિન્ન અર્થકરણ કર્યાં છે, આપણું કાર્ય તો જગતને જ પલટાવવાનું છે." (Philosophers have interpreted the world differently, our business is to

make it different) આમ માકર્સે કહ્યું છે. માકર્સવાદની જીવનદૃષ્ટિનો સાર આ વાકયમાં આવી જાય છે. માકર્સવાદની જીવનદૃષ્ટિ વ્યવહારથી વિખૂટો પડેલો સિદ્ધાંત નથી એમ આ વાકય સાફ સાફ બતાવે છે.

જે જગતમાં આપણે રહીએ છીએ એ સત્ય છે, મિથ્યા નથી. કેટલાક લોકો તેને મિથ્યા માને છે પણ એ માન્યતા યોગ્ય નથી. સત્ય એ વસ્તુને જ કહી શકાય, જેનું અસ્તિત્વ બીજી કોઈ વસ્તુની અપેક્ષાએ હોય. હું આ કાગળ ઉપર લખી રહ્યો છું એ કાગળને હું જોઉં છું એટલે એમ કહી શકાય કે એ કાગળનું અસ્તિત્વ મારા માનસની અપેક્ષાએ છે, પણ હું આ કાગળ ન જોતો હોઉં તો કદાચ તેને કોઈ બીજી વ્યક્તિ જોતી હોય તે પણ સંભવિત છે. એમ એ કાગળનું અસ્તિત્વ એને જોનારની અપેક્ષાએ થાય. પણ હવે સવાલ એ થાય છે કે આ કાગળને જોનાર કોઈ ન હોય તો તેનું અસ્તિત્વ રહે કે નહિ ? આ પ્રશ્નના જવાબ ત્રણ ભિન્ન ભિન્ન રીતે આપવામાં આવ્યા છે. એક જવાબ એમ અપાયો છેઃ જે વસ્તુને જોનાર કોઈ નથી તેનું અસ્તિત્વ જ નથી. સારુંયે અસ્તિત્વ માનસના સ્વરૂપનું છે અને તેથી અંતિમ દૃષ્ટિએ તો માનસનું જ અસ્તિત્વ છે. બીજો જવાબ એમ આપવામાં આવ્યો છે કે કોઈ માનવી કે પ્રાણી વસ્તુઓને જોનાર ન હોય તોપણ તેનું અસ્તિત્વ છે, કારણ કે એ વસ્તુઓને જોનાર ઈશ્વર છે—એટલે કે જગત એ ઈશ્વરનું મનોરાજ્ય છે. ત્રીજો જવાબ કાર્લ માકર્સનો છે. એ કહે છે કે અનુભવ કરનાર માનસ ન હતું ત્યારે પણ જગતનું અસ્તિત્વ હતું, કદાચ અનુભવ કરનાર કોઈ માનસ નહિ રહે ત્યારે પણ જગતનું અસ્તિત્વ ટકી રહેશે.

જગત સત્ય છે એમ કહેવાનો આશય એવો છે કે આ જગતનું અસ્તિત્વ અનંત છે—એ પહેલાં હતું, આજે છે અને ભવિષ્યમાં પણ

ટકી રહેશે. પણ એ પહેલાં હતું તેવું આજે નથી અને આજે છે તેવું ભવિષ્યમાં રહેશે નહિ—એનું સ્વરૂપ નિરંતર પરિવર્તનશીલ છે.

આવા આ જગતની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે ફિલસૂફીનો એક મહાપ્રશ્ન છે. જગતના મૂળ સ્વરૂપ વિષે બે જુદા જુદા ઉત્તર આપવામાં આવે છે. એક જવાબ એવો આપવામાં આવે છે કે જગતનો મૂળ પદાર્થ એક જ હતો. બીજો એવો જવાબ આપવામાં આવે છે કે જીવ અને અજીવ, ચેતન અને જડ એવા બે પદાર્થ પ્રારંભથી જ હતા. યોગદર્શનનું મંતવ્ય એવું છે કે આરંભમાં પુરુષ, પ્રકૃતિ અને ઈશ્વર એમ ત્રણનું અસ્તિત્વ હતું. એક જ પદાર્થના પ્રારંભક અસ્તિત્વમાં માનનારા—એટલે કે અદ્વૈતવાદી—પણ બે પ્રકારના હોય છે—એમાંનો એક પક્ષ એમ કહે છે કે મૂળ પદાર્થ ચેતન હતો, બીજો પક્ષ કહે છે કે મૂળ પદાર્થ જડ હતો. માકર્સવાદ આ બંનેમાંથી એક પણ માન્યતાનો સ્વીકાર નથી કરતો. એ તો કહે છે, જગતનો મૂળ પદાર્થ એવા સ્વરૂપનો હતો જે જડ હતો. એમાંથી જગતના બીજા પદાર્થોની ઉત્ક્રાંતિ થવાની શકયતા એમાં ભરી હતી. ક્રમશઃ એક પદાર્થમાંથી બીજો પદાર્થ, બીજામાંથી ત્રીજો પદાર્થ—આમ નીકળતું આવ્યું અને એમ આ જગતનો વિકાસ થયો. સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુથી લઈને તે સ્થૂળમાં સ્થૂળ વસ્તુ સુધી, નાનામાં નાના જંતુથી માંડીને મનષ્ય સુધી, પરમાણુના વિભાગ-શા વિદ્યુત્કણથી માંડીને આકાશના સૂર્ય સુધી, રાસાયણિક તત્ત્વથી માંડીને માનવીની બુદ્ધિ અને ચેતના સુધીનાં બધાં અસ્તિત્વ આ પ્રાથમિક પદાર્થમાંથી જ ઉત્ક્રાન્ત થયાં છે.

પણ આ પ્રાથમિક પદાર્થમાંથી આ બધી ઉત્ક્રાંતિ થઈ શી રીતે?

આ પ્રાથમિક પદાર્થના કોઈ સ્વરૂપને લો. એમાં વિરોધી પ્રવૃત્તિઓનું ઐકય થયેલું જણાશે. આ વિરોધી પ્રવૃત્તિઓ સુષુપ્ત હોય

કે ક્રિયામાન, પણ જ્યાં સુધી એ સમતોલ રહે છે ત્યાં સુધી જ વસ્તુનું મૂળ સ્વરૂપ જળવાઈ રહે છે. સાંખ્યદર્શનની માન્યતા અનુસાર પ્રાથમિક પદાર્થમાં સત્ત્વ, રજસ અને તમસ—એમ ત્રણ પ્રકારના ગુણો સમાયેલા હોય છે. પ્રત્યેક અવસ્થામાં આ વિરોધી ગુણો એકબીજા જોડે સંમિલિત હોય છે. આમ વિરોધીઓના સમવાય દ્વારા જ (Interpenetration of opposits) વિકાસ અને પરિવર્તન થાય છે. પણ આ રીતે જે વિકસિત સ્વરૂપ થયું હોય તે પણ લાંબા કાળ સુધી સ્થિર નથી રહ્યું. એક અસ્તિત્વનો નકાર થઈ બીજું અસ્તિત્વ થાય છે, પણ એ નકારનો પણ ફરીને નકાર થાય છે અને ફરીને ત્રીજું અસ્તિત્વ ઉત્પન્ન થાય છે. આમ નકારનો નકાર થાય છે (negation of the negation). પહેલાં તો ધીમે ધીમે પ્રમાણમાં ભેદ થાય છે, પણ જ્યારે પ્રમાણ અમુક કક્ષાએ પહોંચે છે ત્યારે પ્રમાણભેદમાંથી ગુણભેદ (The changing of quantity into quality) ઉત્પન્ન થાય છે. પાણીને આપણે ગરમ કરીએ તો અમુક પ્રમાણ સુધી તો ગરમી જ વધ્યે જાય છે, પણ જ્યારે આ ગરમીનું પ્રમાણ વધી જાય છે ત્યારે એનું પ્રવાહીનું સ્વરૂપ પલટાઈને વરાળનું સ્વરૂપ થઈ જાય છે, એટલે કે પ્રમાણભેદમાંથી ગુણભેદ ઉત્પન્ન થાય છે. આમ જયારે પદાર્થની અવસ્થામાં પલટો થાય છે ત્યારે જેમ એમાં નવા સ્વરૂપનાં તત્ત્વો હોય છે તેમ જ જૂના સ્વરૂપનાં તત્ત્વો પણ હોય છે.

મૂળ અવસ્થાને વાદ, તેના નકારને પ્રતિવાદ અને તે નકારના નકારને યુકતવાદ નામ આપવામાં આવે છે (Thesis, Antithesis, Synthesis).

યુરોપમાં આવા વિરોધ દ્વારા વિકાસના સિદ્ધાંતની પ્રથમ રજૂઆત હેગલ નામના જર્મન ફિલસૂફે કરી હતી. પરિવર્તનના આ સિદ્ધાંતને દ્વંદ્વાત્મક (Dialectical) પરિવર્તન કહે છે. પ્રત્યેક

વાદ પોતાના દ્વંદ્વ સ્વરૂપ પ્રતિવાદને પોતાના ગર્ભમાંથી જ ઉત્પન્ન કરે છે. વાદને પ્રતિવાદ ન હોય તે સંભવતું જ નથી, કદાચ પ્રતિવાદ ઝાઝાં સ્વરૂપે દેખાતો ન હોય પણ એનાં બીજ તો વાવ્યાં હોય જ છે.

હેગલના મત અનુસાર જગતનો પ્રાથમિક પદાર્થ 'અહમ્' હતો. એનો પ્રતિવાદ થયો ' અનહમ્ '. ' અહમ્ ' ચિત-સ્વરૂપ હતો જ્યારે ' અનહમ્ ' જડ-સ્વરૂપ થયો. આ ' અહમ્ ' અને 'અનહમ્'ના વિરોધને પરિણામે ફરીને યુક્તવાદ થયો અને તે આપણું જગત છે. આપણા સાંખ્યદર્શનનો જગતના વિકાસ વિષેનો સિદ્ધાંત હેગલના આ સિદ્ધાંતને ખૂબ મળતો છે.

માર્ક્સ અને એંગલ્સે જગતના દ્વંદ્વાત્મક વિકાસનો ખ્યાલ તો સ્વીકારી લીધો પણ જગતના આદિકારણ તરીકે એમણે કોઈ ચેતન 'અહમ્'નો સ્વીકાર ન કર્યો પણ અચેતન પ્રાથમિક પદાર્થનો એમણે સ્વીકાર કર્યો—એટલે જ એમના સિદ્ધાંતને પદાર્થવાદ એવું નામ આપવામાં આવ્યું છે. આમ જગતનું મૂળ સ્વરૂપ જો અચેતન છે તો નિત્ય એવા આત્માના અસ્તિત્વનો ખ્યાલ ઊભો જ નથી રહી શકતો.

નિત્ય આત્માનું અસ્તિત્વ નથી એમ કહેવામાં આવે છે ત્યારે એમ નથી કહેવામાં આવતું કે જગતમાં ચેતના જેવું કશું છે જ નહિ. અને ચેતના છે ત્યાં માનસ પણ છે અને માનસ છે ત્યાં અહમ્નો ખ્યાલ છે અને બુદ્ધિનું ક્ષેત્ર પણ છે. પદાર્થવાદીઓ આ બધાંનો અસ્વીકાર નથી કરતા. જેમ પદાર્થના વિકાસને પરિણામે અનેક વસ્તુઓ ઉત્પન્ન થઈ છે તેવી જ રીતે એના વિકાસક્રમમાં ભિન્ન ભિન્ન પ્રકારના ગુણ પણ ઉત્પન્ન થયા છે. કરોડો વર્ષ સુધી પૃથ્વી ગરમ વાયુનો ગોળો હતી, ત્યારપછી પણ કરોડો વર્ષે એની એવી સ્થિતિ થઈ, જેથી એના ઉપર જીવનનું અસ્તિત્વ રહે, અને જ્યારે

યોગ્ય પરિસ્થિતિ ઊભી થઈ ત્યારે માનસવાળું માનવપ્રાણી તેના ઉપર અસ્તિત્વમાં આવ્યું. અને માનવીના જુદા જુદા ગુણો પણ પરિસ્થિતિજન્ય જ છે. માનવી એમ માને છે કે હું સ્વતંત્ર છું અને મારી ઇચ્છા અનુસાર કામ કરું છું. મારી ઇચ્છામાં આવે તો હું ઊભો રહું, મારી ઇચ્છામાં આવે તો હું બેસી જાઉં. પણ સવાલ એ થાય છે કે માણસને સંકલ્પ કરવાની સ્વતંત્રતાની કોઈ મર્યાદા છે કે નહિ? મારી એવી ઇચ્છા થઈ એટલે હું ઊભો થયો પછી તે જ સંજોગોમાં હું બીજી ઇચ્છા કરી શકતો હોઈ આત્માના અસ્તિત્વમાં માનનાર તો આવી સ્વતંત્ર ઇચ્છાશક્તિની કલ્પના કરી શકે. તો-પણ તેમાંય ઘણાખરા આવી શક્તિને ઈશ્વર કે કર્મ ઉપર નિર્ભર રાખે છે. પદાર્થવાદી તો એમ કહે છે કે જેવા નિયમો જગતના બધા બનાવોનું નિયમન કરે છે તેવા જ નિયમો માનવી–માનસનું પણ નિયમન કરે છે. એટલે, માનવી–માનસને અનુસરીને બહારની રચના નથી થતી પણ બહારની રચનાને અનુસરીને જ માનસ ઘડાય છે. પણ જ્યારે આ માનવ વિકસિત અને સંસ્કૃત બને છે ત્યારે તે પરિસ્થિતિ ઉપર અવશ્ય અસર કરી શકે છે અને પરિસ્થિતિનું અંશતઃ નિયમન પણ કરી શકે છે. જો માનવીની પરિસ્થિતિ ઉપર કશી જ અસર ન હોય તો તો જગતભરમાં વિકાસ એકધારી રીતે જ થવો જોઈએ અને મહાપુરુષોની જે અસર સામાજિક વિષય ઉપર અને સામાજિક આંદોલન ઉપર થાય છે તે ન જ થતી હોત.

પરિસ્થિતિની આટલી મોટી અસરનો સ્વીકાર કરતી એવી આ ફિલસૂફી, સ્વાભાવિક રીતે જ, કોઈ હકીકતને એની પરિસ્થિતિમાંથી જુદી પાડીને સમજવાની શક્યતાનો અસ્વીકાર કરે છે. વસ્તુ વિષેનો સાચો ખ્યાલ, એનું જો એની સ્વાભાવિક પરિસ્થિતિમાં નિરીક્ષણ કરવામાં આવે, તો જ આવી શકે. આ જગત ગમે તેમ નિયમહીન અને ભેગી થઈ ગયેલી વસ્તુઓનો શંભુમેળો નથી પણ તે તો વૈજ્ઞાનિક

નિયમો અનુસાર ઉત્ક્રાન્ત થયેલી એક રચના છે અને તેથી તેનો અભ્યાસ એક સમગ્ર રીતે અને તેના વિભાગોનો અભ્યાસ એ સમગ્રના વિભાગો તરીકે જ થવો જોઈએ.

વળી, પ્રકૃતિ કોઈ નિષ્ક્રિય, અપરિવર્તનશીલ, સ્થિર એવી હકીકત નથી. એમાં તો નિરંતર પલટો થયે જાય છે. તેમાં કેટલીક વસ્તુઓ ઉત્પન્ન થતી હોય છે અને વિકાસ પામતી હોય છે તો કેટલીક ક્ષીણ થતી હોય છે અને વિનાશ પામતી હોય છે.

એટલે, આપણે જ્યારે પ્રતીત જગતનો અભ્યાસ કરીએ ત્યારે એ જગતમાંની વસ્તુઓનાં આંતર-સંબંધ અને આંતર-તંત્ર ઉપર લક્ષ આપવા ઉપરાંત તેનાં ગતિ, બળ, વિકાસ અને વિનાશની દૃષ્ટિએ તેનો અભ્યાસ થવો જોઈએ.

જે વસ્તુનું અસ્તિત્વ છે અને આજે જે વસ્તુ મજબૂત લાગે છે તે વસ્તુ ધીમે ધીમે ક્ષીણ થતી જાય છે અને જે—ભલે આજે એ તદ્દન અલ્પ હોય—ઊગતી અને વિકસતી હોય છે તે અંતે તો સબળ બનવાની છે એમ દ્વંદ્વાત્મક પદાર્થવાદની માન્યતા છે.

સારીયે પ્રકૃતિમાંની બધી જ વસ્તુઓ સદાયે અસ્તિત્વમાં આવતી હોય છે અને વિનાશ પામતી હોય છે.

વિકાસક્રમની સામાન્ય માન્યતા જેવી આ ફિલસૂફીની માન્યતા નથી. પ્રમાણવૃદ્ધિ અને ગુણવૃદ્ધિ વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ નથી એમ આ ફિલસૂફી નથી માનતી. એ તો કહે છે કે પ્રમાણના ભેદ જોડે ગુણના ભેદ થાય જ છે. ઘણી વખત પ્રમાણભેદ જોડે ગુણભેદ ઉત્પન્ન થતો આપણે નથી જોતા પણ એવા સંજોગોમાં એકસામટો જ પલટો થાય છે. પાણીને ગરમ કરવામાં આવે અને ગરમીનું પ્રમાણ વધ્યે જાય તોયે પાણીનું સ્વરૂપ જેનું તે રહે છે. પણ જેવી ગરમી ૧૦૦ અંશ સુધી પહોંચે છે કે તરત જ એ પાણી વરાળનું સ્વરૂપ લેવા લાગે છે. ઉત્પાદનનાં સાધનોનો વિકાસ થયે જતો હોય

છતાંયે ઘણા લાંબા કાળ સુધી મૂડીવાદી સામાજિક રચના ટકી રહે છે પણ પછી ઓચિંતાનો આંચકો આપતી ક્રાંતિ આવે છે અને નવી સામાજિક રચના રચાય છે.

પ્રત્યેક વસ્તુમાં વિરોધી પ્રકારનાં તત્ત્વોનો વાસ હોય છે. એક પ્રકારનાં તત્ત્વો પ્રગતિશીલ હોય છે અને વિકાસ પામતાં હોય છે, બીજા પ્રકારનાં તત્ત્વો પ્રત્યાઘાતી હોય છે અને વિનાશ પામતાં હોય છે. આવાં વિરોધી પ્રકારનાં તત્ત્વોના અસ્તિત્વને લીધે તો દ્વંદ્વાત્મક પ્રક્રિયા ચાલ્યા કરે છે. એટલે તો લેનિને કહ્યું છે કે 'વસ્તુઓના તત્ત્વમાં જે વિરોધો છે તેનો અભ્યાસ એ જ દ્વંદ્વાત્મક પદાર્થવાદનો અભ્યાસ છે.' આ વિરોધી તત્ત્વો વચ્ચેની અથડામણને પરિણામે તો વિકાસ થાય છે.

આ દ્વંદ્વાત્મક પદ્ધતિના સિદ્ધાંતોનો ઉપયોગ સામાજિક જીવન અને સમાજનો ઇતિહાસ સમજવામાં પણ જરૂરી છે. એ સિદ્ધાંતોનો ઉપયોગ કરીને જ મજૂર વર્ગનો પ્રતિનિધિ રાજકીય સમાજવાદી પક્ષ પ્રગતિ સાધે છે.

જો જગતમાંના બધા બનાવો વચ્ચે આંતર-સંબંધ છે તો પછી સ્વાભાવિક રીતે જ સમાજના વિકાસના ઇતિહાસને પણ આપણે ઐતિહાસિક દૃષ્ટિએ જોવો જોઈએ. ક્યાં કારણોને પરિણામે અમુક ચોક્કસ પ્રકારનો વિકાસ થયો અને કઈ પરિસ્થિતિ જોડે તેનો સંબંધ છે તે જાણ્યા વિના સામાજિક વિકાસના કોઈ પણ તબક્કાનું પૃથક્કરણ આપણે ન કરી શકીએ અથવા તો એ પરિસ્થિતિના વિરોધો ટાળવા માટેનો પ્રયત્ન પણ ન કરી શકીએ.

[૨]

સમાજવાદની જીવનદૃષ્ટિની ચર્ચા જોડે એક મહત્ત્વના પ્રશ્નની સંક્ષિપ્ત ચર્ચા આપવાની આવશ્યકતા છે. એ પ્રશ્ન છે હિંસા-અહિંસાનો.

કહેવામાં આવે છે કે વૈજ્ઞાનિક સમાજવાદીઓ હિંસાવાદી છે. એમ પણ કહેવામાં આવે છે કે નીતિ–અનીતિનો ભેદ એમને મન છે જ નહિ. જો જગત ઉપર કોઈ સૌથી ખોટા જુઠ્ઠાણાનો પ્રચાર થયો હોય તો તે અહીં છે.

જે કંગાલિયત જોઈ નથી શક્તો, જે બેકારી જોઈ નથી શક્તો, જે વિગ્રહો જોઈ નથી શક્તો અને જે શોષણને સહન નથી કરી શકતો એવો વૈજ્ઞાનિક સમાજવાદી શું એટલો બધો માનવતાવિહોણો બની ગયો હશે કે એ હિંસાવાદી બની જાય ? હિંસા તરફ એને જેટલી નફરત છે તેટલી ભાગ્યે જ બીજા કોઈને હશે. પણ તે વેવલો તરંગી આદર્શવાદી નથી. તે તો વૈજ્ઞાનિક રીતે વિચારવા માગે છે અને પરિસ્થિતિનો અભ્યાસ કરીને એ પરિસ્થિતિનાં અનિષ્ટો ટાળવા માગે છે. એક તબીબ પાસે એક દરદીને લઈ જવામાં આવે તો એ તબીબ સૌથી પ્રથમ તો એ દરદીના રોગનું નિદાન કરે છે. એ રોગના નિદાન દ્વારા એ રોગનાં કારણ શોધે છે. એ માત્ર ચિહ્નોની શુશ્રૂષા નથી કરતો – એ તો કારણોને દૂર કરવા મથે છે. એ કારણોને દૂર કરવા જતાં દરદીને દુઃખ થાય તો તે પણ તે આપે છે. પણ જ્યારે તે આમ કરે છે ત્યારે તેને કોઈ હિંસક નથી કહેતું. ક્ષયનો એક દરદી હોય, એ દરદીને એ રોગને કારણે ખાંસી આવતી હોય, અને પછી તેને એક તબીબ પાસે લઈ જવામાં આવે; તબીબ જો આવડત વિનાનો હોય તો આ ખાંસીને જ રોગ માનીને તેની દવા કરવા માંડે, પણ તેથી તે તબીબને કોઈ ડાહ્યો કે વિદ્વાન નથી ગણતું. ક્ષયનો રોગ હોય તો તે રોગનાં કારણોને જ દૂર કરવાં જોઈએ. તેમ આજની સામાજિક રચનાનું છે. આજની સામાજિક રચનાનાં અનિષ્ટો બેકારી, વિગ્રહો વગેરે છે. તરંગી આદર્શવાદી આ બેકારી દૂર કરવાના પ્રયત્નો કરે છે, વિગ્રહો સામે મોટી મોટી વાતો લખે છે, પણ આ બધાં અનિષ્ટોનું નિદાન

નથી કરતા–એનાં કારણો નથી શોધી કાઢતા, અને પરિણામે એ રોગને દૂર પણ નથી કરતા. આજની સામાજિક રચના હિંસાના જોર ઉપર તો ઊભી છે. એનો પાયો જ હિંસા છે. શોષણ એ હિંસા નથી તો બીજું છે શું? અને આજની સમાજરચના ટકે ત્યાં સુધી વર્ગવિગ્રહો અને આંતરરાષ્ટ્રીય વિગ્રહોનો પણ અંત આવી શી રીતે શકે? એટલે, આ બધાં અનિષ્ટો ટાળવા માટે તો આજની સામાજિક રચના જ પલટવી જોઈએ. હવે તે પલટવાનો જ્યારે પ્રયત્ન થાય છે ત્યારે શું થાય છે? ત્યારે એ પ્રયત્નને બળજબરીપૂર્વક દબાવી દેવામાં આવે છે. કામદારો હડતાલ પાડે છે ત્યારે એ હિંસાનો આરંભ નથી કરતા. હડતાલ પાડીને તો એ પોતે પોતાની રોજી ગુમાવે છે અને એ રીતે પોતે જ સહન કરે છે. પણ આ રીતે તે હડતાલ પાડે તો પછી મૂડીદારો તેમની મજૂરીમાંથી સિંહભાગની લૂંટ કરે શી રીતે? એટલે તે લોકો તરત જ આ હડતાલોને તોડી પાડવા માટે હિંસાનો ઉપયોગ કરે છે. ત્યારે મજૂરોએ કરવું શું? આમ ને આમ ચુપચાપ સહન જ કર્યે જવું? અને આ શોષણને નિરંતર ટકવા દેવું? અને આ યુદ્ધોને થોડા થોડા સમયે આવીને લાખો–કરોડો માનવીનો સંહાર કરવા દેવો? કે પછી તેમણે ક્રાંતિ કરીને સત્તા કબજે કરવી? અને એ રીતે જ્યારે મજૂરો પોતાની સત્તાની સ્થાપના કરે છે, નફાને માટે ઉત્પાદન કરવાને બદલે જરૂરિયાતોને પહોંચી વળવાને માટે ઉત્પાદન કરે છે, ત્યારે જગત ઉપરથી બેકારી ને ભૂખમરો, યુદ્ધો અને આ બધી યાતનાઓ નાશ પામે છે. આ રીતે સત્તા કબજે કરવામાં પણ મજૂર વર્ગ બને તેટલી ઓછી હિંસાનો પ્રયોગ કરવા માગે છે. એ હિંસાનું પ્રમાણ ઘટાડવા માટે તો એ વૈજ્ઞાનિક સમાજવાદી વિચારનો પ્રચાર પૂરજોસથી કરે છે, કારણ કે એ જાણે છે કે જેટલા પ્રમાણમાં આ વૈજ્ઞાનિક વિચારસરણીનો વધારે પ્રચાર થયો હશે એટલા પ્રમાણમાં ક્રાંતિ સામે ઓછો વિરોધ આવશે અને તેટલા પ્રમાણમાં હિંસા ઓછી થશે. પણ તેના આ પ્રચારને મૂડીદાર વર્ગ

અટકાવે છે કારણ કે તેમનાં હિતને આ પ્રચાર જોખમકારક છે. એટલે જ મૂડીદાર વર્ગ વિરોધી પ્રચાર કરીને આ પ્રચારની અસર ઓછી કરવા મથે છે. અને આજે તો પ્રચારનાં ઘણાંખરાં સાધનો મૂડીદાર વર્ગના હાથમાં છે. કેળવણીની સંસ્થાઓ, ધર્મસંસ્થાઓ, વર્તમાન-પત્રો, રેડિયો — આ બધું એમના કબજામાં છે. એટલે વૈજ્ઞાનિક સમાજવાદનો પ્રચાર બધે જ પહોંચી જાય એ શક્ય નથી અને એટલે જ સમાજવાદી ક્રાંતિ સામે વિરોધ ન આવે એ પણ શક્ય નથી. એટલે એ ક્રાંતિમાં બળનો ઉપયોગ અનિવાર્ય બની રહે છે. આ રીતે બળના ઉપયોગની જે અનિવાર્યતા છે તેનાં કારણો વિષેની જેટલી વધારે સમજણ પ્રજામાં ફેલાઈ શકશે તેટલા પ્રમાણમાં એ જ બળનો ઓછો ઉપયોગ કરવાની જરૂર રહેશે.

સરંજામી-સામાજિક પદ્ધતિમાંથી મૂડીદારી પદ્ધતિની રચના થઈ તેમાં કેટકેટલી હિંસા થઈ હતી? ત્રણસો-ત્રણસો વર્ષ સુધી એને કારણે આંતરિક વિગ્રહો અને આંતરરાષ્ટ્રીય વિગ્રહો થયા છે. તેના કરતાં મૂડીવાદી સામાજિક રચનામાંથી સમાજવાદી સામાજિક રચના થવામાં તો ખૂબ ઓછી હિંસા થવાનો સંભવ છે. સમાજવાદી ક્રાંતિ તો હિંસાના પ્રચારને અટકાવનારું બળ છે. ગયા મહાયુદ્ધનો અંત લાવનાર સાચું કારણ આવી સમાજવાદી ક્રાંતિઓ જ હતી. સોવિયેટ સંઘમાં, મધ્ય યુરોપનાં કેટલાંક રાષ્ટ્રોમાં અને જર્મનીમાં આવી ક્રાંતિ રખેને થઈ જશે એવા ભયે તો આ યુદ્ધ પણ વર્ષો સુધી અટક્યું હતું. અને જ્યારે એવી જગતક્રાંતિ થઈ જશે ત્યારે પછી માનવ-માનવ વચ્ચેનું યુદ્ધ એ માત્ર ભૂતકાળના ઇતિહાસની જ બિના બની રહેશે. મૂડીદારી ક્રાંતિને સંપૂર્ણ થતાં જો ત્રણસો વર્ષ લાગ્યાં હતાં તો સમાજવાદી ક્રાંતિને સંપૂર્ણ થતાં તેનાથી પ્રમાણમાં ખૂબ ખૂબ થોડો સમય લાગશે તે નિઃશંક છે. એ રીતે પણ સમાજવાદ હિંસા-પ્રેરક નથી એમ પુરવાર થાય છે.

એટલે, જે લોક સાચે જ અહિંસાની સ્થાપના માગતા હોય, જે લોક સ્વપ્નવિહારીની જેમ માત્ર તરંગરચના કરવા ન માગતા હોય પણ હિંસાને જડમૂળથી નાબૂદ કરવાનો વૈજ્ઞાનિક માર્ગ અખત્યાર કરવા માગતા હોય, તેમને માટે તો વૈજ્ઞાનિક સમાજવાદનો પ્રચાર એ જ એક સાચો માર્ગ છે. હિંસાનું કારણ જ્યારે નહિ રહે ત્યારે, સ્વાભાવિક રીતે જ, એ હિંસાનું અસ્તિત્વ પણ નહિ રહે.

# ૧૧

# ઉપસંહાર

વૈજ્ઞાનિક સમાજવાદના સિદ્ધાંતોની રજૂઆત આપણે આગળનાં પ્રકરણોમાં કરી છે. જ્યારે એ વૈજ્ઞાનિક સમાજવાદને માર્ગે પ્રયાણ કરીને કામદાર વર્ગ મૂડીદારી સમાજરચનાનો અંત લાવે છે ત્યારે પછી એ કેવા પ્રકારની સામાજિક રચના રચે છે? સૌથી પ્રથમ તો જૂના ઉત્પાદક સંબંધોને એ તોડી પાડે છે, ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીને તે દૂર કરે છે અને એ રીતે વર્ગવિગ્રહ દૂર કરે છે. પછી જ્યારે ઉત્પાદક બળો અને ઉત્પાદક સંબંધો વચ્ચે વિરોધ નથી રહેતો ત્યારે ઉત્પાદક બળોનો ઝડપી વિકાસ થવા લાગે છે. જ્યારે ઉત્પાદક બળો ખૂબ વિકાસ પામી જાય છે અને જૂની વર્ગવિભક્ત સામાજિક રચનાની જૂની અસર ભુસાઈ જાય છે ત્યારે પછી સાચી સમાજવાદી સામાજિક રચના રચાય છે. આ રચનામાં સૌ કોઈને પોતાની શક્તિ અનુસાર કામ કરવાનું રહેશે અને સૌ કોઈને પોતાની જરૂરિયાતો અનુસાર મળતું હશે.

પણ આ પ્રકારની સામાજિક રચના મૂડીવાદનો નાશ થાય કે તરત જ નહિ રચાઈ જાય. એની રચના માટેની પૂર્વભૂમિકારૂપ સમાજવાદી સામાજિક રચનાની આવશ્યકતા તો રહેશે જ.

જે રાષ્ટ્રોમાં મોટો ઔદ્યોગિક વિકાસ થઈ ગયો છે તેમાં જ સમાજવાદી ક્રાંતિની શકયતા છે એમ કેટલાક સમાજવાદીઓ માનતા હતા, પણ લેનિને તેમની માન્યતાનો વિરોધ કર્યો. એક સાથે બધા દેશોમાં સમાજવાદ વિજયી નીવડે એ પણ અશકય છે એમ લેનિને જોયું અને આવી ક્રાંતિ મૂડીવાદી સાંકળની નબળામાં નબળી કડી હોય ત્યાં થાય એમ એણે કહ્યું--અને સાથે જ એવી કડીરૂપ રશિયામાં પહેલી સફળ ક્રાંતિ થઈ.

આજે એમ કહેવામાં આવે છે કે જે દેશોમાં મોટો મૂડીવાદી વિકાસ નથી થયો તે દેશોમાં—એટલે ચીન કે હિંદ જેવા દેશોમાં—સમાજવાદી ક્રાંતિ થાય તે પહેલાં ઔદ્યોગિક વિકાસ સાધવા માટે મૂડીદારી ક્રાંતિ થવી જોઈએ. પરંતુ આ માન્યતા પણ ભૂલભરેલી છે. ઉત્પાદનનાં સાધનોનો જે વિકાસ થવો જરૂરી છે તે તો થઈ જ ગયેલો છે. એટલે જગત ઉપર જ મૂડીવાદનો વિકાસ ન થાય ત્યાં સુધી સમાજવાદી ક્રાંતિની શકયતા નથી એમ કહી શકાય. પણ આજે જ્યાં ઔદ્યોગિક વિકાસ મોટા પ્રમાણમાં ન થયો હોય ત્યાં સમાજવાદી ક્રાંતિ ન થાય એમ કહેવામાં ભૂલ છે. આજે તો એ પ્રદેશોના કામદાર વર્ગની આગેવાની નીચે તેનો ઔદ્યોગિક વિકાસ સાધી શકાય એમ છે અને એ રીતે મૂડીદારી સમાજરચનાના વિકાસ વિના સીધી જ સમાજવાદી સમાજરચનાની સ્થાપના થઈ શકે છે.

મજૂર વર્ગની સરમુખત્યારીનું કામ ઉત્પાદક બળોનો વિકાસ કરવાનું છે. એનું બીજું કામ જૂની સામાજિક રચનાની અનિષ્ટ

અસરોને ભૂંસી નાખવાનું છે. સમાજવાદી સામાજિક રચનામાં જૂનાં તત્ત્વો ક્યાંક ક્યાંક આપણી સમક્ષ આવે જ. માનવસમાજનું માનસ કંઈ એક આંચકા સાથે પલટાઈ ન જાય, એટલે લોકોની માન્યતાઓ અને ટેવોમાં પ્રચાર અને કેળવણી દ્વારા તથા પરિસ્થિતિના પલટા દ્વારા પલટા કરવાનું કામ આ મજૂર વર્ગની સરમુખત્યારીનું છે.

આવો વૈજ્ઞાનિક સમાજવાદ એ કોઈ તરંગીની તરંગરચના નથી પણ લાખો-કરોડો માનવીઓની રોટી અને જીવન માટેનો સંગ્રામ છે. મૂડીવાદના વિકાસમાંથી અનિવાર્ય ઊભી થતી એવી એ ઐતિહાસિક જરૂરિયાત છે. દરેક દેશની વિશિષ્ટતાઓને પરિણામે આ ક્રાંતિની વિગતોમાં ફેર પડે એ સ્વાભાવિક છે પણ તત્ત્વતઃ તો એક જ સ્વરૂપની ક્રાંતિ જગતભરમાં થયા વિના નહિ રહે. અર્વાચીન જીવન અને સંસ્કૃતિના પ્રત્યેક સ્વરૂપ ઉપર આ પ્રત્યેક બળની અસર આજે પણ થઈ રહી છે. પ્રત્યાઘાત, નિરાશાવાદ, દારિદ્રય અને હિંસા એ મૂડીવાદનાં સાહજિક લક્ષણો આ વેગવાન ક્રાંતિકારી બળ સામે ધ્રૂજી ઊઠે છે.

જનતાનું આ આંદોલન વિજયી નીવડશે જ. એ જનતાનું આંદોલન છે એ એના વિજયની ખાતરી આપતું જેમ એક કારણ છે તેમ ઐતિહાસિક વિકાસક્રમનો નિયમ એ તેનું બીજું અને મહત્ત્વનું કારણ છે. મજૂર વર્ગની જગત ઉપર સત્તા સ્થપાય તો જ વિગ્રહો, હિંસા અને દમનનો અંત આવી શકે, તો જ માનવી યંત્રનો સાચો માલિક બની શકે અને "પ્રત્યેક વ્યક્તિનો વિકાસ એ સૌ કોઈના વિકાસ માટેની જેમાં આવશ્યકતા છે એવા સમાજની સ્થાપના થઈ શકે."

સમાજવાદના સિદ્ધાંતોની અને જગત ઉપર સમાજવાદનો સફળ પ્રયોગ કરનાર સોવિયેટ સંઘ વિષેની ચર્ચા કરતાં વૈજ્ઞાનિક

પુસ્તકો ગુજરાતી ભાષામાં તદ્દન મર્યાદિત છે. મહદ્દઅંશે તો આ પુસ્તકો એક જ પ્રકાશનસંસ્થાએ પ્રસિદ્ધ કરેલાં છે. "નવી દુનિયા કાર્યાલય" એ આ પ્રકાશનસંસ્થા છે. જુદા જુદા વિષયો પરત્વે અને જુદા જુદા પ્રશ્નો પરત્વેની ચર્ચા કરતાં એ પુસ્તકો વિષેની નોંધ અહીં આપવાની મને આવશ્યકતા લાગે છે. આ પુસ્તકની પૃષ્ઠમર્યાદાને પરિણામે અને વિષયમર્યાદાને પરિણામે જે ઘણી વિગતો અને માહિતીઓ સમાજવાદના અભ્યાસને માટે જરૂરી છે તે આપી નથી શકાઈ, પણ જો આ નોંધમાંનાં પુસ્તકો વાચક જોઈ જશે તો સમાજ-વાદની વિચારસરણી વિષે સંતોષકારક ખ્યાલ તેને મળી રહેશે.

'વૈજ્ઞાનિક સમાજવાદ'ના સિદ્ધાંતોની સૌથી પ્રથમ રજૂઆત કરનાર પુસ્તક "કમ્યુનિસ્ટ જાહેરનામું" છે. માર્ક્સ અને એંગલ્સે લખેલું તે પુસ્તક વૈજ્ઞાનિક સમાજવાદનાં મૂળતત્ત્વો બહુ સ્પષ્ટ રીતે રજૂ કરે છે એંગલ્સકૃત "સમાજવાદ–તરંગમાંથી વિજ્ઞાન" વૈજ્ઞાનિક સમાજવાદી વિચારસરણીનું નિરૂપણ કરે છે અને તરંગી અને વૈજ્ઞાનિક સમાજવાદ વચ્ચેના ભેદને સ્પષ્ટ સ્વરૂપે રજૂ કરે છે. "પલટાતું રશિયા", "સોવિયેટ સમાજ" અને "રાતું રુસ"–આ ત્રણ પુસ્તકો રશિયા વિષેની પુષ્કળ માહિતી આપે છે. "રશિયન નારી"માં સોવિયેટ સંઘની સ્ત્રીશક્તિનો વિકાસ બતાવવામાં આવ્યો છે. સમાજવાદી સામાજિક રચના એ જ સ્ત્રીસ્વાતંત્ર્યનો સાચો માર્ગ છે એમ એ પુસ્તક વાંચનારને લાગ્યા વિના નહિ રહે. આપણા લગ્નજીવનના પ્રશ્નોનો, નીતિ-અનીતિના પ્રશ્નોનો, વેશ્યા–સંસ્થાઓ વગેરેનો ઉકેલ સમાજવાદી રચનામાં શી રીતે થાય છે તે આ પુસ્તક બતાવે છે. "લેનિન"માં એ મહાન ક્રાંતિકારીના જીવનની રજૂઆત છે, પણ એ જીવનચરિત્રમાં લેનિનની સારીયે વિચારસરણીની અને એના સમયના ઇતિહાસની રજૂઆત છે. ભારતવર્ષની પરિસ્થિતિને લક્ષમાં રાખીને શ્રી. જયપ્રકાશ નારાયણે "સમાજવાદ શા માટે?" લખ્યું

છે. એ પુસ્તક તો આ પુસ્તકની પુરવણીરૂપે અવશ્ય વાંચવું જ જોઈએ. ગાંધીજીની વિચારસરણીનું વિસ્તૃત પૃથક્કરણ એ પુસ્તકમાં છે.

ભિન્ન ભિન્ન પ્રકારના "સમાજવાદો" વિષેનો ખ્યાલ નવયુગ પુસ્તક ભંડારનું પ્રકાશન "સ્વાધીનતાના પથ" આપી રહે.

આપણા દેશના ઇતિહાસનું સમાજવાદી દૃષ્ટિનું સંક્ષિપ્ત નિરૂપણ અને બ્રિટિશ અમલ નીચે આપણા શાસનતંત્રના થયેલા વિકાસનું પૃથક્કરણ તથા ૧૯૩૫ના શાસનધારાની વિસ્તૃત સમીક્ષા "ગુલામીની શૃંખલા" (ભારતી સાહિત્ય સંઘના પ્રકાશન)માં છે.

આ સિવાય નાની નાની પુસ્તિકાઓ તો અનેક પ્રસિદ્ધ કરવામાં આવી છે. પણ તે પુસ્તકાલયોમાંથી કે પુસ્તકવિક્રેતાઓ પાસેથી મેળવી શકાય એમ નથી એટલે એને વિષેની નોંધ બિનજરૂરી છે.

## મહત્ત્વની અશુદ્ધિઓ

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૩ | પોષણ | શોષણ |
| ૪૧ | ૩ | ‘ નથી ’ પછી ‘ કે ’ ઉમેરો | |
| ૪૧ | ૧૪ | ‘ જો ’ પછી ‘ કોઈ ’ ઉમેરો | |
| ૪૨ | ૨૪ | ‘ બળ ’ પછી ‘ અને ’ ઉમેરો | |
| ૫૦ | ૭ | વિનિયમ | વિનિમય |
| ૫૨ | ૧ | ખેડૂતોનું | ખેડૂતોનાં |
| ૧૦૫ | ૩ | કપટનો | કરારનો |

## અમારું ચિંતનાત્મક

કેવળ વાર્તા-નવલક
એવું લલિત સાહિત્ય
લોકો વાંચે છે તેવી રુચિ
લેખકો અને પ્રકાશકે
હોય છે, પણ અમારો
એથી જુદો છે. લોકરુચિ
નાત્મક સાહિત્ય પ્રત્યે થો
વળતી જાય છે. જ્ઞાન મે
અભિલાષા, કંઈક નવું
ઇંતેજારી, જુવાન વર્ગમ
છે. અત્યારની મનોદશા
સંક્રાન્તિકાળમાં વિદ્યા
પ્રસરતી જાય છે. બુદ્ધિ
મગજને કસે એવું સા
વર્ગને જોઇએ છે. આ
કંઈક અંશે સંતોષે એવું
અમારી સંસ્થા તરફથી
થવા લાગ્યું છે. અમે શ
ચિંતન ગ્રંથાવલિમાં
ઉદ્દેશથી પુસ્તકો પ્રગટ
આવે છે. આજ સુધીમાં
પુસ્તકો પ્રગટ થયાં છે.

૧ ગુલામીની શૃંખલા
૨ સાહિત્ય અને પ્રગતિ
૩ સો વર્ષ જીવવાની કળા
૪ સનાતન
૫ લગ્ન-એક સમસ્યા
૬ રાજકોટ-સત્યાગ્રહ
૭ મહારાજ્યોની યુદ્ધશક્તિ
૮ વિશ્વદર્શન [૧૯૪૧-૪૨]
૯ વૈજ્ઞાનિક સમાજવાદ

# નવનીત પ્રકાશન

[૧]

**વૈજ્ઞાનિક સમાજવાદ • લે. ધનવંત ઓઝા**

**મૂલ્ય - રૂ. ૨-૦-૦**

સમાજવાદ વિષેની પ્રચલિત ભ્રમણાઓમાંથી મુક્તિ આપતું અને સાચો સમાજવાદ સમજાવતું આ પુસ્તક ગુજરાતી ભાષામાં અનન્ય છે.

[૨]

**હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર • લે. ભૂપતરાય મો. દવે**

**મૂલ્ય - રૂ. ૧-૮-૦**

દસ વર્ષના પ્રત્યક્ષ અનુભવ પછી લખાયેલાં લેખો, પ્રયોગકથાઓ અને પ્રશ્નોત્તરીનો સંગ્રહ આરોગ્ય વિષેનું જ્ઞાન આપી રહે છે.

[૩]

**અંધકાર • નવલકથા**

**મૂલ્ય - રૂ. ૨-૦-૦**

પ્રચલિત વાદોને અને નીતિને કંઈ સંબંધ ખરો? આ પ્રશ્નનો જવાબ આ નવલકથાનાં પાત્રો આપશે.

O

**પ્રકાશક - ધી કાઠિયાવાડ પબ્લિશિંગ કં. - મુંબઈ**

• પ્રાપ્તિસ્થાન •

**ભા ર તી સા હિ ત્ય સં ઘ**

૧૩૮, મેડોઝ સ્ટ્રીટ : ફોન નં. ૨૨૦૫૭ : પો. બો. ૯૭૮ : ફોર્ટ, મુંબઈ

૧૬, શ્રીમાળી સોસાયટી : પો. બો. નં. ૭૩ : અમદાવાદ

JACKET PRINTED BY LOHOKIN PRINTERY, KHADIA, AHMEDABAD.